# માં બાપ ના હકો



લેખક

મુફતી અહમદ બેમાત

(સાબિક શૈખુલ હદીસ ફલાહે દારૈન તડકેશ્વર વ બાનીયે મદની દારૂત્તરબિયત કરમાલી)

# અવલાદના અને માં-બાપના હકો એકબીજા ઉપર

: લેખક :

મવલાના મુફતી અહમદ ઇબ્રાહીમ બેમાત સાહબ (ર.અ.)

સાબિક શૈખુલ હદીષ

દારુલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વર

બાની મદની દારૂત્તરબિયત,

મુ.કરમાલી. વાયા - પાનોલી

ડિ. ભરૂચ, ગુજરાત ૩૯૪૧૧૫

૨૦૧૦

કિતાબનું નામ : અવલાદના અને માં-બાપના હકો એકબીજા પર

આવૃત્તિ : ત્રીજી

પ્રકાશન નં. : ૬

પ્રત : ૨૦૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૩૧ / ૨૦૧૦

મૂલ્ય : વાંચો, વંચાવો અને અમલ કરો

T



# (૧)

# અવલાદ ઉપર માં-બાપના હકો

## ☆ અનુક્રમ ☆

# લેખકનું જીવન ચરિત્ર એક નઝરમાં

(૧) હઝ.મુફતી અહમદ બેમાત સા.(રહ.)ની જન્મ તારીખ ૧૬ જાન્યુઆરી ઈ.સ.૧૯૩૨ છે. અને મૃત્યુ તારીખ ૧૨ ફેબ્રુઆરી ઈ.સ. ૨૦૦૪ છે.

(૨) શરૂઆતની તઅલીમ પોતાનાજ ગામ કરમાલીમાં હાસિલ કરી પરંતુ તે વખતના આપના અસાતિઝહ કોણ હતા ? તે જાણી શકાયું નથી.

(૩) જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદીન ડાભેલ સિમલકમાં ઉચ્ચ શિક્ષણ માટે શવ્વાલ સ.હિ. ૧૩૬૨ માં દાખલ થયા.

(૪) ડાભેલમાં આપ મર્હૂમના અસાતિઝહ મવ.મુહંમદ એખલ વાયા ડાભેલી સા. મવ.અહમદ અમેજી કાછવી સા., મવ.અ.કાદિર સા. મવ. શમ્શુલ્હક્ક અફઘાની સા.મવ.કાઝી અત્હર મુબારક પુરી સા. મવ.ઈસ્માઈલ કાસુજી સા.મવ.અહમદ પટેલ સા. મવ.મુહંમદ માલિક સા. મવ. શમ્શુદીન સા. મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સા.

(૫) દેવબંદના અસાતિઝએ કિરામ

શયખુલ ઈસ્લામ હઝ.મવ.સૈયદ હુસૈન અહમદ મદની રહ. જેમની પાસે બુખારી શરીફ, તેમજ તિરમિઝી શરીફ પઢી હકીમુલ ઈસ્લામ હઝ. મવ.કારી મુહંમદ તૈયબ સા. રહ. જેમનાથી મિશ્કાત શરીફ પઢી ઈફતા (મુફતી કોર્સ) હઝ.મવ.મુફતી સૈયદ મહેંદી હસન સા. રહ. પાસે કર્યો. એમના વગર બીજા અનેક ઉસ્તાદો છે. જેમાં વિશેષ રૂપે હઝ.મવ.મુલ્લા હસન બિહારી સા. હઝ.મવ.ઈબ્રાહીમ બલ્યાવી રહ. શયખુલ અદબ હઝ.મવ.એઅઝાઝ અલી સા. રહ. છે.



(૬) ડાભેલમાં પઢાવવાની શરૂઆત : શવ્વાલ સ.હી. ૧૩૭૧ થી સ.હી. ૧૩૮૮ સુધી.

(૭) ડાભેલમાં રહેવાની મુદત : કુલ ૧૭ વર્ષ

(૮) ડાભેલમાં આપના પાસે પઢનારાઓમાં વિશેષ તલબા મવ.ઈબ્રાહીમ ઈન્દોરી સા. (દા.બ.)મવ.અબરાર અહમદ ધુલ્યવી સા.(રહ.) મવ.મુફતી મુહંમદ આછોદી સા. (દા.બ.) મવ.મુફતી અહમદ દેવલા સા. (દા.બ.) મવ.હૈદરઅલી હથોડવી રહ. મવ. અમીનુર્રશીદ દમણી સા. (દા.બ.) મવ.યુસુફ કાવી સા. મવ.યાકુબ પટેલ સા. મુફતી ઈસ્માઈલ કછોલવી સા. (દા.બ.) વગેરે.

(૯) કિતાબો લખવાની બિસ્મીલ્લાહ અને શરૂઆત ઈ.સ.૧૯૬૯ થી શરૂઆત આપની લખેલ પહેલી કિતાબ અહકામુલ મસાજિદ ૧૨ માર્ચ, ૧૯૬૯ માં લોકો સમક્ષ આવી.

(૧૦) લખેલ કિતાબો : ગુજરાતીમાં આપની લખેલ કુલ ૪૦ કિતાબો છે અને એક ઉર્દૂ પુસ્તિકા છે.

(૧૧) ૧૩ કિતાબોનું અંગ્રેજી કરવામાં આવ્યું.

(૧૨) આ કિતાબ જે આપના સમક્ષ છે એનું અંગ્રેજીમાં અનુવાદ થઈ ગયું છે.

(૧૩) ડાભેલમાં રહીને જે કિતાબો આપે પઢાવી : શરહે અકાઈદ મિશ્કાત શરીફ, તહાવી શરીફ, શરહે તહઝીબ (અમુક દિવસો માટે મુસ્લિમ શરીફ. આપના લખેલ ફતાવા લગભગ ૩૦૦ છે.)

(૧૪) શવ્વાલ હિજરી ૧૩૮૮ મુતાબિક ૯ જાન્યુઆરી ૧૯૬૯ માં ડાભેલ છોડીને તડકેશ્વર તશરીફ લાવ્યા.

(૧૫) ૪ માર્ચ, ૧૯૯૦ સુધી તડકેશ્વર રહ્યા કુલ ૨૨ વર્ષ.

(૧૬) તડકેશ્વરમાં આપના વિશેષ તલબા મવ.ગુલામ મુહંમદ વસ્તાનવી સા. મવ.યુસુફ સા. ટંકારવી, મવ.બશીર અહમદ ખાનપુરી સા. મવ.ઈકબાલ દેવલા સા., મુફતી મુસા બલેશ્વરી સા., મવ.અ. રશીદ ખાનપુરી સા., મવ. હનીફ ગંગાત સા., કારી મો.સિદીક સા. સાંસરોદી, મવ.અબૂબક્ર સા. મોસાલી, મવ.ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા., મવ.અહમદ ટંકારવી સા., મવ.કાસિમ ઈગાર સા. (અહકર મુહંમદ અમજદ બેમાતે પણ તડકેશ્વરમાં હઝ.વાલીદ રહ. પાસે તાલીમ હાસિલ કરી)

(૧૭) તડકેશ્વરમાં આપની તઅલીમી ખિદમાત : ઈ.સ.૧૯૬૯ થી મુસ્લિમ શરીફ, અબૂદાવુદ શરીફ, ઈબ્ને માજા શરીફ, મિશ્કાત શરીફ, શરહે નુખ્બતુલ ફિક્ર, ઈફતા, તહાવી શરીફ અને બુખારી શરીફ ઈ.સ.૧૯૭૧ થી ૪ માર્ચ, ૧૯૯૦ સુધી.

(૧૮) બુખારી શરીફ પઢવાની કુલ મુદત ૨૦ વર્ષ છે.

(૧૯) ગુજરાત દિની તઅલીમી બોર્ડના પ્રમુખ રહ્યા ઈ.સ. ૧૯૭૮ થી ઈ.સ. ૧૯૯૩ સુધી અને ઈ.સ. ૧૯૯૫ થી વફાત સુધી (વચમાં થોડી મુદત માટે ઝિમ્મેદારી બીજા પાસે રહી) પ્રમુખ સ્થાનની કુલ મુદત લગભગ ૨૬ વર્ષ છે.

(૨૦) શરઈ પંચાયતન પ્રમુખ ગુજરાત રાજ્ય વતી ૧લી જાન્યુઆરી ઈ.સ. ૧૯૭૬ થી શરૂઆતમાં હઝ.મવ.અહમદ અશરફ રાંદેરી રહ. પ્રમુખ અને હઝ.મુફતી બેમાત સા.(રહ.) જનરલ સેક્રેટરી હતા. (હઝ.મુફતી અહમદ બેમાત સા. રહ. હઝ.મવ. અહમદ અશરફ રાંદેરી રહ. અને શયખુલ હદીષ હઝ.મવ.મુહમ્મદ રઝા અજમેરી રહ. ત્રણે બુઝુર્ગો શરઈ પંચાયતની સ્થાપના કરનાર છે.)



(૨૧) જમિઅતે ઉલમાએ હિંદની કમીટીના સભ્ય લગભગ ૩૦ વર્ષ સુધી રહ્યાં.

(૨૨) અમીરે શરીઅત ગુજરાત : હઝ. મવ.મુફતી સૈયદ અ.રહીમ સા. લાજપુરી રહ.ની વફાત પછી ૫/સફર હિ.સ.૧૪૨૩ મુતાબિક ૧૯ એપ્રિલ ઈ.સ.૨૦૦૨થી વફાત સુધી રહ્યા.

(૨૩) જમિઅતે ઉલમા ગુજરાતના પ્રમુખ ૨ વર્ષ સુધી રહ્યા.

(૨૪) જમિઅતે ઉલમા જિલ્લા સુરતના લગભગ ૧૬ વર્ષ સુધી રહ્યા.

(૨૫) શયખુલ ઈસ્લામ હઝ.મવ.સૈયદ હુસૈન અહમદ મદની રહ.ની બરકતવંત સોહબતમાં લગભગ ૯ વર્ષ રહ્યા.

(૨૬) હઝ.શૈખ મદની રહ.ની વફાત પછી શયખુલ હદીષ હઝ.મવ. ઝકરીય્યહ રહ.ના હાથ પર બયઅત થયા અને લગભગ ૧૮ વર્ષ સુધી દરેક રમઝાન માસમાં હઝરતની ખાનકાહમાં હાજરી આપી.

(૨૭) દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયતની પાયા વિધી હઝ.ફિદાએ મિલ્લત મવ.સૈયદ અસ્અદ મદની સા. નવ્વરલ્લાહૂ મરકદહૂ ના હસ્તે ઈ.સ.૧૯૯૦ માં કરવામાં આવી અને ઈ.સ.૧૯૯૬ સુધી જરૂરી બાંધકામો થઈ ચૂકયા હતા. તાલીમ ૧૯૯૦ થી ચાલુ થઈ ગઈ હતી.

P

## હઝ.મુફતી સા. રહ.ના ઈન્તિકાલ પછી બુઝુર્ગો અને મહાનુભાવોએ રજુ કરેલ મંતવ્યો

(૨૩ ઝિલ્હજ હિજરી ૧૪૨૫ મુતાબિક ૧૫ ફેબ્રુઆરી ૨૦૦૪)

☆ હઝ.મવ. કારી અ.હમીદ સા. પાનોલી :

(૧) હઝ.મુફતી બેમાત રહ. ની દીની ખિદમતો દેશ–વિદેશમાં રોશન છે.

(૨) મુફતી સા.નું આ દુન્યાથી ચાલ્યું જવું આખી દુનિયાને રડાવી રહ્યું છે.

(૩) મુફતી સા.ની વફાતથી હમારા દિલ કરમાઈ ગયાં છે.

☆ શયખુલ હદીષ હઝ.મવ.અબૂલ્હસન સા. દા.બ. :

(૧) હઝ.મુફતી સાહબની હમોને, પુરી ઉમ્મતને તેમજ આ મદ્રસાને જરૂર હતી. હઝ.મહાન પુરૂષ અને માનવી હતા. હમો તો તમન્ના કરતા હતા કે મુફતી સા.ની ઉંમરમાં અલ્લાહ તઆલા બરકત અતા ફરમાવે તેઓ હમારા વચમાં રહે. જેનાથી ઉમ્મત આપનાથી ફાયદો ઉઠાવતી રહે. પરંતુ અલ્લાહ તઆલાના હુકમ આગળ કોનું કયારે ચાલ્યું છે ? અને ચાલશે ?

(૨) હઝ.મુફતી સા. ને ઉમ્મતની લાગણી – હમદર્દી અને બેચૈની હતી.

(૩) બે પરવાહી અને ગફલતભર્યું જીવન ક્યારે પણ વિતાવતા ન હતા. આ સંપૂર્ણ ખુબીઓ આપણા અંદર પણ હોવી જોઈએ.

(૪) દરેક વસ્તુના પ્રોગ્રામ બનાવતા હતા અને ઘણી મહેનત કરતા હતા.

(૫) હઝ. શૈખે ફરમાવ્યું કે ઈલ્મી દુનિયામાં હમો બન્ને જણે ઘણાં જ મશ્વેરા કર્યા.



☆ હઝ.મવ.અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી મ.ઝિ. :

(૧) અલ્લાહ તઆલાએ હઝ.મુફતી સા. ને દરેક કામની ધુન આપી હતી. જ્યારે આપ પઢતા હતા ત્યારે પણ રાત્રે ૧૧.૩૦, ૧૨ વાગ્યા સુધી કિતાબોનું વાંચન પોતાના લેસનની તૈયારીમાં મશગુલ રહેતા હતા.

(૨) સ્વભાવ થોડો તીખો હતો. વાત સખ્તીથી કરતા હતા. કયારે પણ કોઈનાથી પ્રભાવિત થતા ન હતા. જે પણ ખ્યાલ પોતાનો હોય તો વિના સંકોચે રજુ કરી આપતા.

(૩) પોતાના અંદર ઈમાનની હિંમત હતી.

(૪) બેહતરીન આલીમ હતા સાથે જ પોતાના વડીલો પ્રત્યે ઘણી જ મુહબ્બત હતી એના જ કારણથી આપના અમલ અને ઈલ્મમાં નિખાર પેદા થઈ ગયો હતો.

(૫) શયખુલ ઈસ્લામ નવ્વરલ્લાહુ મરકદહુએ મુંબઈમાં યોજાયેલી એક કોન્ફરન્સમાં ફરમાવ્યું હતું કે મદ્રસાઓ કરોડરજ્જુની જેમ છે. અને આ દેશમાં ઈસ્લામ ધર્મના બાકી રહેવાના બે જ ઉપાયો છે. મદારિસ કાઈમ કરવું. અને પોતાના ધર્મની ખુલ્લી દઅવત અને પ્રચાર, જેના જ લઈ મુફતી સા. એ ઠેર–ઠેર મક્તબો શરૂ કર્યા.

(૬) આપ સ્વમાની હતા.

(૭) પ્રખર આલીમે દીન હતા. ખૂબ સાદુ જીવન જીવતા હતા. સારા ગુણોના માલિક હતા.

(૮) હઝ.રહ. લાઈલાહ ઈલ્લલ્લાહ પઢતા–પઢતા દુનિયા છોડીને ચાલ્યા ગયા.

(૯) આપ પોતાના ઈલ્મની કદર પણ કરતા હતા.

(૧૦) આપ અત્યારે હમારા સાથે રહા નથી પરંતુ આપના કામો અને વાણીઓ હમારા સામે છે. જેના પર અમલ કરવો જોઈએ.

(૧૧) છેલ્લા શ્વાસ સુધી હઝ.મુહંમદ મુસ્તુફા સ.અ.વ.નો સંદેશ ઉમ્મત સુધી પહોંચાડતા રહા.

(૧૨) હઝ.મુફતી સા. રહ. નો જે દિવસે ઈન્તિકાલ થયો તેજ દિવસે મવ.અબ્દુલ્લાહ સાહબે ફરમાવ્યું કે, ગમે તેવી મુશ્કિલ કિતાબ ઘણી જ આસાનીથી પોતાના વિદ્યાર્થીઓને સમજાવી દેતા.

**☆ હઝ. મવ.ઈબ્રાહીમ સા. ઈન્દોરી દા.બ. શયખુલ હદીષ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર**

(૧) હઝ.મુફતી સા. ના સારા ગુણો અને ખૂબીઓ જેમકે આપની રેહણી–કળણી અને લેવડ–દેવડમાં સફાઈ અને ચોખ્ખાઈ વિ. આપણા અંદર પણ આવવા જોઈએ.

(૨) હઝ.ની લખેલ કિતાબો ઘણી જ ફાયદાકારક છે. એનાથી ખૂબ જ ફાયદો ઉઠાવવો.

(૩) એમને આપની દુઆઓમાં હંમેશા યાદ કરતા રહો.

(૪) હઝ. મુફતી સા. રહ. ઉમ્મતનો માલ ખર્ચ કરવાની જગ્યાઓએ જ ખર્ચ કરતા હતા.

(૫) લેવડ–દેવડ માં એટલા બધા સાફ હતા કે તલબા આપના પાસે પોતાના પૈસા જમા કરાવતા હતા.

(૬) તાલીબે ઈલ્મની ભુલ પર તરત જ ટોકતા હતા.

(૭) હમો લોકોએ ઈ.સ. ૧૯૫૭ માં આપથી ઉસુલુસ્સાસી અને શરહે તહઝીબ પઢી.



(૮) આ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત હઝ. માટે પવાબે જારિયહ છે. એને બાકી રાખો.

(૯) હઝ.મુફતી સા. રહ. પાસે હજારો તલબા તૈયાર થઈ દેશ–વિદેશમાં દીનની ખિદમત તેમજ તકરીર અને પઢવા પઢાવવામાં મશગુલ છે. આ જ વસ્તુ હઝ.ની મકબૂલ હોવાની ખરી દલીલ છે.

(૧૦) આપ હઝ. તો ચાલ્યા ગયા પરંતુ ઈલ્મનો અપાર સમંદર છોડીને ગયા છે.

(૧૧) હંમેશા પોતાના શૈખના તરીકા પર ચાલતા હતા.

**☆ હઝ.મવ.મુફતી અબ્દુલ્લાહ સા. કાવીવાલા દા.બ. ઉસ્તાદે હદીસ દારૂલ ઉલૂમ કંથારીઆ**

(૧) હઝ.મુફતી સા.રહ.ની પુરી ઝિંદગીનો નમૂનો કોઈ એક વ્યક્તિ સામે ન આવી શકે પરંતુ જે વ્યક્તિએ આપને ઘણાં જ પાસે રહીને નિહાળ્યા છે. દરેક મિટિંગ તેમજ મજલિસમાં આપના સાથે રહ્યાં છે, તે એવું જ કહેશે કે આપ રહ.ની ઝિંદગી અને જીવન ગુઝારવાની શૈલી કુર્આન અને હદીસ પ્રમાણે જ હતી.

(૨) મુફતી સા.નું જીવન ચારિત્ર આપણા માટે અપનાવવા લાયક છે. એમના ગુણો અને ઈલ્મમાંથી કંઈક પ્રેરણા આપણે લેવી જોઈએ.

(૩) આપે જીવનની કોઈ પણ મિનિટ બેકાર જવા નથી દીધી. હંમેશા દીનની ખિદમત અને કવમની ઈસ્લાહની ફિકરમાં ગુજારી છે.

(૪) હમો મુફતી સા. રહ.ની ભલાઈઓનો કોઈ બદલો ચુકવી નથી શકતા, પરંતુ એ કે એમના મગફિરતની દુઆઓ કરી શકીએ છીએ અને એવણના લગાવેલ બગીચાને આગળ વધારવાની કોશીશ કરીએ એ

જ એમના સાથે આપણી મુહબ્બત અને હમદર્દીની નિશાની છે.

(૫) કિતાબો લખીને તેમજ તકરીરો કરીને ઉમ્મતની ઘણી જ ખિદમત કરી છે. અને આપને હંમેશા એ ફિક્ર હતી કે ગુજરાત રાજ્યના દરેક મુસલમાનના ઘરમાં ઈસ્લામ અને દીની તઅલીમ પહોંચી શકે.

(૬) હક્ક વાત કહેવામાં પાછી પાની કરતા ન હતા.

(૭) બેપર્દગી અને વ્યાજુ વ્યવહારને ખત્મ કરવા માટે જે પુસ્તિકાઓ છે એનાથી ઘણાં જ ફાયદા થયા છે.

(૮) મુફતી અને મહાન આલિમ હોવા છતાં આપના અંદર નમ્રતા અને વિનમ્રતા હદથી વધારે હતી.

(૯) અલ્લાહતઆલાનું ફરમાન નઝર સમક્ષ રાખી કદી પણ હક વાત કહેતા સંકોચાતા નહતા.

(૧૦) છેવટે દરેક વાતનો નિચોળ એ છે કે આપની ઉપર આ હદીષ બરાબર બંધ બેસે છે. જેને ઈમામે મુસ્લિમ (રહ.)એ રીવાયત કરી છે કે નબીએ કરીમ (સ.અ.વ.)નું ફરમાન છે કે, “જ્યારે ઈન્સાન દુનિયાથી ચાલ્યો જાય ત્યારે એના દરેક કાર્યો બંધ થઈ જાય છે. પરંતુ ત્રણ કાર્યો એવા છે કે બાકી રહેછે. સદ્કએ જારિયહ, એવો ઈલ્મ જેનાથી ફાયદો ઉઠાવવામાં આવતો હોય અને નેક અવલાદ જે મરનાર માટે દુઆ કરે.” *(મિશ્કાત શ. ભાગ ૧, સફા – ૩૨)*

☆ **હઝ. મવલાના મુહંમદ સૂલયમાન સા. જાંઝી**

(૧) હઝ. મુફતી સા. ની આપણે કદ્ર ના કરી, લોકો એમને ઓળખતા જ ન હતા.



☆ **હઝ.મવ.ઇબ્રાહીમ સા. (મ.ઝી.) મુહતમીમ દારુલ ઉલૂમ - ખરોડ**

(૨) હઝ.મુફતી સા. (રહ.)ની ખિદમતો એમના જીવનના છાયા નીચે દબાયેલી હતી. જ્યારે તેઓ ચાલ્યા ગયા તો એમની ખિદમતો આપણા સામે ઉભરી આવી. હઝ. ની ઝાત આપણા માટે ઘણી જ મોટી નેઅમત હતી. એમના છાયા નીચે ગામના લોકો તેમજ બીજા ઘણાં માણસો પોતાનું જીવન જીવતા હતાં.

(૩) જ્યારે પણ ઉમ્મત પર અચાનક કોઈ કટોકટીનો સમય આવતો તો મુફતી સાહબ સૌપ્રથમ આગળ વધી ઉલમાને જાગ્રુત કરતા.

(૪) દરેક કામને સંપૂર્ણ પુરૂ કરવાની કોશિશ કરતા.

(૫) મુહતમીમ સાહબે ફરમાવ્યું કે ઘણાં તે કાર્યો જે હઝ.મુફતી સા. ની હયાતીમાં પૂરા થઈ જતા હતાં તે હવે કાગળો અને દિલોમાં જ રહી જશે. પરંતુ દુઆ છે કે અલ્લાહતઆલા સારો બદલ ઉમ્મતને અતા ફરમાવે – આમીન....

T

**આહ ! ગુજરાતના અમીરે શરીઅત મવલાના મુફ્તી અહમદ બેમાત સાહેબ (ર.અ.)ની વસમી વિદાય.....**

**મવ. અબ્દુર્રહીમ પટેલ 'ફલાહી' (સા.)**
ઉસ્તાઝુલ હદીષ : જામિઅહ અક્કલકુવા
(બયાને મુસ્તુફા, માર્ચ ૨૦૦૪)

“કુલ્લુ મન્ અલયહા ફાન” (અર્થાત પૃથ્વી પર આબાદ દરેક પ્રાણીનો વિનાશ નિશ્ચિત છે) કુદરતનો આ એક એવો મજબૂત, અટલ અને અફર નિયમ છે કે આ ક્ષણભંગુર અને વિનાશક જગતમાં પધારનાર પ્રત્યેક પ્રાણીએ કોઈ ને કોઈ દિવસ આલમે આખિરત તરફ નિશ્ચિતપણે કૂચ કરી પાછા ફરવાનું જ છે. એ જ કારણે ઝિંદગી જે અલ્લાહની એક મહાન અમાનત છે, એનો ખ્યાલ અને સાર–સંભાળ રાખીને જે વ્યક્તિ જીવન વ્યતીત કરે છે, તે ઈરશાદે નબવીનો મિસ્દાક (સૂચિતાર્થ) બને છે : “અલ્ કય્યિસુ મન્ દાન નફસહૂ વ અમિલ લિમા બા'દલ મૌત” (અર્થ : અકલમંદ વ્યક્તિ તે છે, જે પોતાની ઝાતને ઓળખે છે અને મૌત પછીના જીવન માટે પૂરતી તૈયારી કરે છે.)

હજુ હમણાં જ ૧૨, ફેબ્રુઆરી જુમે'રાત ૨૦૦૪, મુતાબિક ૨૦ ઝિલ્હજ હિ.સ. ૧૪૨૪ના રોજ ઘટેલી એક દુઃખદ અને આઘાતજનક ઘટના સામાન્યપણે સમગ્ર અહલે મદારિસ માટે અને વિશેષપણે સમગ્ર ગુજરાતવાસીઓ માટે અત્યંત ગમનાક અને હ્રદયવિદારક ઘટના છે કે એક સત્યવાદી, સત્યોચ્ચારી અને સત્યપરાયણ આલિમે દીન, આશિકે શયખુલ ઈસ્લામ હઝરત મૌ.હુસૈન અહમદ મદની (રહ.), જમીઅતે ઉલમાએ હિન્દના એક વફાદાર, નિખાલસ કે નિઃસ્વાર્થ સભ્ય, જામિઅહ ડાભેલ ના ભૂતપૂર્વ ઉસ્તાઝ, ફલાહે દારૈન, તડકેશ્વરના માજી શયખુલ હદીષ અને પ્રવર્તમાન અમીરે શરીઅત ગુજરાત હઝરતુલ ઉસ્તાઝ મુફ્તી



અહમદ બેમાત સા. (રહ.) આ ફાની જગત ત્યાગી આપણા સૌને સોગવાર (શોકગ્રસ્ત) કરી ગયા છે. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન..... લિલ્લાહિ મા અખઝ વ લહૂ મા અઅ્તા (જે કાંઈ પાછું લીધું તે અલ્લાહનું જ છે અને જે કાંઈ અર્પણ કર્યું તે પણ અલ્લાહનું જ છે.)

**કેવા હતા હઝરત મુફ્તી બેમાત સા. ?**

| | |
|---|---|
| એક આલિમ તરીકે ? | એક મુદર્રિસ તરીકે ? |
| એક મુફ્તી તરીકે ? | એક મુરબ્બી તરીકે ? |
| એક મુબલ્લિગ તરીકે ? | એક મુહતમીમ તરીકે ? |
| એક વહીવટકાર તરીકે ? | એક લેખક તરીકે ? |

એક સામાજિક–મિલ્લી કાર્યકર તરીકે ?

જવાબમાં એક સિદ્ધહસ્ત, નીવડેલી અને થનગનતી કલમ મોં ફાડીને કહી રહી છે :

**આવા હતા હઝરત મુફ્તી બેમાત સા.**

સુરત અને ભરૂચ જિલ્લા દરમિયાન આવેલા મશહૂર પાનોલી વિસ્તાર અને તબ્લીગી જમાઅતથી પરિભાષામાં કહીએ તો “પાનોલી હલ્કા” ના કરમાલી નામક એક નાનકડા ગામડામાં હઝરત મુફ્તી સાહબે આંખો ખોલી. આપના વાલિદે મુહતરમ ઈબ્રાહીમ બેમાત સા. ગામની એક પ્રતિષ્ઠિત, પ્રતિભાસંપન્ન, ઈલ્મીપ્રેમી અને ઉલમા નવાઝ વ્યક્તિ હોવાને નાતે આ ખાનદાનને, બલ્કે આખી વસ્તી (ગામવાસીઓ)ને કોઈ વલીની દુઆ એવી લાગી કે ઘરેઘરે કુર્આનના હાફિઝો અને દીનના આલિમો પેદા થયા અને હઝરત મુફ્તી સાહેબતો વિદ્વાન અને બાકિરદાર આલિમ બન્યા. આપ પ્રારંભિક અરબી તા'લીમ માટે જામિઅહ ડાભેલ સિધાવી ગયા અને

પછી ઉચ્ચ દીની તા'લીમ માટે અઝહરે હિન્દ દારુલ ઉલૂમ દેવબંદ તરફ મૂખ કર્યુ. બન્ને સ્થળે અતિ ધગશ અને પરિશ્રમ પૂર્વક પોતાના મકસદની પ્રાપ્તિમાં બરાબર પરોવાયેલા રહ્યા. વિશેષ રૂપે હઝરત શયખુલ ઈસ્લામ મવલાના હુસૈન અહમદ મદની (રહ.)થી તો આપ બહુ જ ફૈઝયાબ થયા. અહિંયા સુધી કે હિ.સ. ૧૩૭૧માં જામિઅહ ડાભેલમાં માધ્યમિક કિતાબોની તા'લીમ અને તદરીસ માટે આપનો તકર્રુર (નિમણૂંક) થયો અને હિ.સ.૧૩૮૮ સુધી આપ આ ઈલ્મી દર્સગાહથી લગભગ ૧૭ વર્ષ સુધી સંકળાયેલા રહ્યા અને ઉસ્તાઝે હદીષના પદે બિરાજમાન થયા. પછી દારુલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વરમાં હઝરત મવલાના તકીયુદ્દીનની જગ્યાએ શયખુલ હદીષ અને સદર મુફતીના પદે બિરાજમાન રહ્યા.

અમારા આપણા જામિઅહ અક્કલકુવાના સ્થાપક અને રઈસ હઝરત મવલાના ગુલામ મુહમ્મદ વસ્તાનવી (દા.બ.)ને હઝરત મવસૂફ પાસે તડકેશ્વર ખાતે સૌપ્રથમ બુખારી શરીફ પઢવાનું ગૌરવ પ્રાપ્ત થયું. સતત ૨૧ વર્ષ સુધી બુખારી શરીફનો દર્સ એટલી પાબંદી, શિષ્ટ અને પ્રબંધ સાથે દીધો કે ઈલ્મી જગતમાં આ પ્રકારની મિષાલ નાયાબ (અપ્રાપ્ય) નહિ તો કમ–યાબ (દુર્લભ) જરૂર છે. અમારા મુરબ્બી હઝરત મવલાના અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી (દા.બ.) કરમાલી ખાતે તા'ઝિયતી મજલિસમાં એક બહુ અજીબ વાત બયાન ફરમાવી કે અમારો અને આપ (મર્હૂમ) મવસૂફનો ડાભેલમાં તદરીસનો જમાનો લગભગ એક સાથે રહ્યો છે. હઝરત મુફતી સાહબનો દર્સ તલબામાં મકબૂલ હતો અને આપના દર્સની વિશેષતા એ હતી કે આપ મુશ્કેલ, વિકટ, અટપટી અને આંટીઘૂંટીવાળી ઈલ્મ ચર્ચાઓને સરળતા પૂર્વક, ખૂબી પૂર્વક સમજાવી દેતા અને ખાવું એક બા કમાલ, નિપુણ, કુશળ તથા માહિર ઉસ્તાઝ જ કરી શકે છે.

આ લેખના કર્તા આ ''ફલાહી''ને હઝરતથી તલમ્મુઝ (શિષ્યતા) નું



ગૌરવ પ્રાપ્ત છે. હઝરતુલ ઉસ્તાઝને મેં પોતે કિરમાની, ફત્હુલ બારી અને ઐનીનો ઊંડાણપૂર્વક મુતાલઓ (પૂર્વાભ્યાસ) કરતા નિહાળ્યા છે. પરંતુ દર્સમાં જે તકરીર થતી હતી, તે એવી પ્રવાહી અન રસપ્રદ રહેતી કે તલબા એને આસાનીથી સમજી શકતા. અમારી સામે આપની ફલાહે દારૈન, તડકેશ્વરની તદરીસી ઝિન્દગી એક ખૂલ્લી કિતાબ સમાન છે.

અમારા તમામ સહપાથીઓ અને સમકાલીનો એ વાતનું અવશ્ય સમર્થન કરશે કે હઝરત મુફતી સા. મદ્રસાના સમયના ચુસ્ત પાબંદ હતા. પોતાના દર્સી અવકાતથી પાંચ–દસ મિનિટ પહેલાં જ મદ્રસાના એરિયામાં આપ પોતાની દર્સગાહની સીડી ચઢતા નજરે પડતા, પરંતુ વિલંબ કે મોડું તો કદાપિ કરતા નહિ. જ્યાં સુધી બીમારીનો સંબંધ છે, અમે તો માદરે ઈલ્મી ફલાહે દારૈન, તડકેશ્વરની સાત વર્ષીય ઝિન્દગીમાં આપ માનવંતને બીમારીને કારણે કદી પણ ગેરહાજર પામ્યા નથી.

હઝરત મુફતી સા. એક તરફ કામયાબ મુદર્રિસ હતા.તો બીજી તરફ એક બા–મકસદ મુરબ્બી પણ હતા. તરબિયત પ્રત્યેની આપની રસ–રુચિ અને પ્રકૃતિ દર્સમાં પ્રસંગોપાત ઝળકી ઉઠતી, બલ્કે છલકાઈ જતી. તલબાની રહેણી–કરણી, પહેરવેશ, હલન–ચલન પર આપ વારંવાર રોકટોક ફરમાવતા. ક્રિકેટ કોમેન્ટ્રીની ટીકા કરતા. હઝરત મવલાના વસ્તાનવી સા. અસાતિઝાની મિટીંગમાં આપની એક વિશેષતા અવારનવાર બયાન ફરમાવતા કહે છે કે હઝરત મુફતી સા. દવ્રહમાં પઢતા તલબાને આખરી વર્ષમાં પોતાના અકાબિરીન થી સાંકરવાના ભારે પ્રયાસો કરતા. વારંવાર આપબીતી, તઝ્કિરતુર્રશીદ, તઝ્કિરતુલ ખલીલ, નકશે દવામ વગેરે પઢવાની પ્રેરણા આપતા અને તલબામાં અકાબિરીનના જીવનચરિત્રોનો વાંચનશેખ ઉત્પન્ન કરતા. તદુપરાંત, કોઈ નાની અમસ્તી નિસ્બતથી અકાબિરીને દેવબંદ પૈકી કોઈનો એવો બનાવ સંભળાવતા કે

જેના કારણે તલબા પોતાના બુઝુર્ગોથી સંકળાતા જ ચાલ્યા જતા... આ એક અત્યંત કામયાબ ઉસ્તાઝની રીત–રસ્મ અને પ્રણાલિ હોય છે કે તે દર્સી તકરીરની સાથો સાથ તલબાના તરબિયતની પાસાંની પણ ફિક ચિંતા કરે...

હઝરત મુફતી સા. (રહ.) મુદર્રિસની હેસિયતે જ્યાં કામયાબ અને બા–મુરાદ રહ્યા, ત્યાં જ મુફતીની હેસિયતે પણ આપે ભાવભીની, કદ્રપાત્ર અને આદરપાત્ર ખિદમત અંજામ આપી છે. આપના ઝમાનામાં ફલાહે દારૈન, તડકેશ્વરનું દારુલ ઈફતા સામાન્ય સમગ્ર જનસમૂહ માટે આકર્ષણ નું કેન્દ્ર રહ્યું છે. ઘણાખરા વખતે જો હઝરાતે મુફતિયાને કિરામથી કશી ચૂક થઈ જવા પામી તો આપથી રૂજૂઅ પણ થયા છે. ફતાવા નકલ કરવા–કરાવવાની આપ ખાસ કાળજી રાખતા.

હઝરત મુફતી સાહેબ (રહ.)ને વિશેષ રૂપે ગુજરાતી ભાષામાં લેખનકાર્યની પણ સારી એવી રસ–રુચિ, ફાવટ અને વલણ પ્રાપ્ત રહ્યા છે, બલ્કે આ દષ્ટિએ આપને વિપુલ પુસ્તકોના કર્તા લેખવામાં આવે તો અસ્થાને કહેવાશે નહિ. અવલાદના હક્કો, મુખ્તસર શમાઈલ જેવી અનેક કિતાબો છે, જે પૈકી ઘણી કિતાબોના તો અંગ્રેજી અનુવાદ પણ થઈ ગયા છે.

હઝ. મવ.વસ્તાનવી (દા.બ.)થી હઝરત મર્હૂમને મિલ્લી બાબતો પ્રતિ પણ ખાસ્સી દિલચસ્પી રહેવા પામી છે. એના માટે દરેક પ્રકારની ખિદમાત પેશ ફરમાવતા. મવ.વસ્તાનવી સાહેબે કરમાલી ખાતે, દફનવિધિ પૂર્વે પોતાની તા'ઝિયતી તકરીરમાં ફરમાવ્યું : વ્હોરા બિરાદરી વ્યાજખોરીના એક ભયાનક ગુનાહ અને દૂષણમાં સપડાયેલી હતી. દીનદાર અને બે–દીન સૌ પરિવારો આ લા'નતનો વિનાશકારી કળણમાં ખૂંપેલા હતા. હઝરત મુફતી સાહેબે "વ્યાજની શરઈ હકીકત" નામી કિતાબ લખી અને આ



ભયંકર લા'નતથી લોકોને બચાવવાનું મુજદ્દિદાનહ કારનામું અંજામ આપ્યું. તદુપરાંત, સમયને અનુરૂપ, જરૂરત અનુસાર, કરન્ટ ટોપીક રૂપે અનેક મૂલ્યવાન હેન્ડબીલ્સ અને પેમ્ફલેટ્સ આપની કલમ લખી ચૂકી છે. આવું લોકોપયોગી સાહિત્ય પ્રકાશિત ફરમાવી મર્હૂમે કૌમ–મિલ્લતને સમયસર, કિંમતી, બલ્કે ઈન્કિલાબી માર્ગદર્શન પુરું પાડયું છે.

ઈન્તિકાલના અઠવાડિયા પહેલાં જ કલા પ્રેસ, ભરૂચ ખાતે મુફતી સાહેબે મવ.હસન ભડકોદ્રવીને ફરમાવેલું કે, "મેં 'ઈસ્લામ અને આતંકવાદ' ના વિષય પર એક કિતાબ લખી છે. એનો ગુજરાતી અનુવાદ તમારી પાસે જ કરાવવો છે. અંગ્રેજીમાં પણ છપાવીશું અને હા, હિંદી અનુવાદની વ્યવસ્થા પણ તમારા જ શિરે. મુસદો શનિવારે મોકલાવીશ." (અલ્હમ્દુ લિલ્લાહએ કિતાબ ગુજરાતી, ઉર્દૂ અને અંગ્રેજીમાં છપાઈ રહી છે)

વળી, આપ મુહતરમ દીની તા'લીમી બોર્ડ (કોસંબા શાખા)ના સ્થાપક અને રૂહેરવાં હતાં આ સંસ્થાના નેજા હેઠળ આપ મર્હૂમે દીની રીતે કોરાકટ અને ખાલીખમ વિસ્તારોમાં મોટાંપાયે દીની મકાતિબ કાયમ ફરમાવ્યા. આ મકાતિબના માધ્યમથી મુસ્લિમ બાળકોમાં સંસ્કાર સિંચનનું સુંદર કામ અંજામ દીધું. એમને દીની ઈલ્મના મૂલ્યોથી સુશોભિત અને સુસજ્જ કરવામાં હઝ.મુફતી સા. (રહ.)નો સિંહફાળો રહ્યો છે. જઝાહુલ્લાહુ તઆલા ...........

પોતાની આવી ભાવભરી ખિદમાત અને સલાહિય્યત છતાંયે પોતાના પ્રથમ શૈખ હઝરત મદની (રહ.), દ્વિતીય શૈખ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.), હઝ.મવ.અસ્અદ મદની સા., હઝ.મવ.અરશદ મદની સા. અને હઝ.મવ.અસ્જદ મદની સા. પ્રત્યેનો આત્મીય સંબંધ અને સંપર્ક આપે પોતાના અંતિમ શ્વાસ સુધી ટકાવી અને નિભાવી રાખ્યો.

જમીઅતે ઉલમાએ હિન્દના તો આપ ગુજરાતમાં જીવનપર્યંત નિઃસ્વાર્થ અને વફાદાર કાર્યકર બની રહ્યા. જમીઅતની દરેક પુકાર પર આપ સદા લબ્બૈક કહેતા અને એની દરેક ખિદમત માટે સદા તત્પર અને ઉત્સુક રહેતા, બલ્કે એવું કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી કે આપ ''ફના ફિલ્ જમ્ઈય્યત''હતા. આપે પોતાના શૈખની મુહબ્બતમાં જ અને પોતાના શૈખનું ઋણ ચૂકવવા ખાતર જ પોતાના વતન કરમાલી ખાતે ''મદની દારૂત્તરબિયત''ના નામે એક ઈદારાની સ્થાપના કરી. જેમાં લગભગ (૪૮૩) જેટલા તલબા તા'લીમ અને તરબિયતની પ્યાસ છિપાવી રહ્યા છે. માશાઅલ્લાહ આ ઈદારો તા'લીમી, તામીરી અને તરબિયતી દ્રષ્ટિએ દિનપ્રતિદિન પ્રગતિના સોપાન સર કરી રહ્યો છે. જમીઅતે ઉલમાએ પણ આપની અભૂતપુર્વ ખિદમાત અને વફાદારીની કદ્ર રૂપે આપને વર્કિંગ કમિટીના સભ્ય નીમ્યા હતા, આપને અમીરે શરીઅત ગુજરાતના ઝિમ્મેદારીભર્યા મન્સબ (પદ) પર બિરાજમાન કર્યા અને આપના ઈન્તિકાલના સમાચાર સાંભળતાવેંત જમીઅતના જનરલ સેક્રેટરી હઝ.મવ.મહમૂદ મદની સા. (મ.ઝિ.)પોતે મળતા વિમાને કરમાલી આવી પહોંચ્યા અને આપ્તજનોને મસ્નૂન તા'ઝિયત પાઠવી આશ્વાસન આપ્યું.

સાચી વાત કહેવામાં આપ કદાપિ ઉદાસીનતા દાખવતા નો'તા. મલામતનો ભય રાખ્યા વગર બસ, સાચી વાત કહી દેતા. હજુ હમણાં જ, ઈન્તિકાલથી માત્ર ત્રણ–ચાર દિવસ પહેલાં જ આપે કોસંબા ખાતે એક શૈક્ષણિક મશ્વેરામાં ભાગ લીધો હતો. આ પ્રસંગે આપે જે વાત કહેવી હતી, તે ખૂલ્લે આમ, નીડરપણે અને વિના સંકોચે કહી જ દીધી. આ તકે હઝરત મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સા. (દા.બ.)ને એવું ફરમાવવા લાગ્યા કે અમે થોડાક જ દિવસોમાં આપને કરમાલી ખાતે આમંત્રિત કરીશું, ઈન્શાઅલ્લાહ. તે સમયે કોને ખબર હતી કે હઝરત મુફતી સા. (રહ.) જુમેરાત અને જુમ્અહની મુબારક રાત દરમિયાન પંચમહાલથી માંડી



વલસાડ સુધીની પોતાના સંબંધિતો અને સ્નેહીજનોને અકીદતમંદ ઉલમાએ કિરામ તથા ઉલમાપ્રેમી મુખ્લિસોને પોતાના જનાઝામાં શિર્કતની દાવત પાઠવી રહ્યા છે. ગુજરાતમાં જ્યાં જ્યાં પણ આપની વફાતના સમાચાર પહોંચ્યા (અને આ સમાચાર પહોંચવા સંભવિત હતા) ત્યાંથી સૌએ આપની દફનવિધિમાં શિર્કતને પોતાનું અહોભાગ્ય સમજ્યું. લગભગ પચ્ચીસ હજાર (૨૫૦૦૦) જેટલા પ્રચંડ અને અફાટ માનવસમૂહે, રવિદ્રા તથા કરમાલીના સ્થાનિક લોકોની સુંદર વ્યવસ્થા સહિત, આપને સૂપુર્દે ખાક કર્યા.

આપની તદફીનમાં ફલાહે દારૈન, તડકેશ્વર, જામિઅહ અક્કલકુવા, દારૂલ ઉલૂમ કંથારીઆ, જામિઅહ ડાભેલ, મઝહરે સઆદત હાંસોટ, મરકઝે ઈસ્લામી અંકલેશ્વર, જામિઅહ હુસૈનિય્યહ રાંદેર, દારૂલ ઉલૂમ અશરફિય્યહ રાંદેર, હિદાયતુલ ઈસ્લામ આલીપૂર, જામિઅહ જંબુસર, જામિઅહ કાસિમિય્યહ ખરોડ, દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ, જામિઅહ હમીદિય્યહ પાનોલી, તાલીમુલ મુસ્લિમીન લુણાવાડા, બચ્ચોંકા ઘર આમોદ વગેરે મદારિસના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. હઝરત મવલાના અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી (દા.બ.)એ દુઆએ મગ્ફિરત ફરમાવી હતી.

જામિઅહ અક્કલકુવામાં જુમેરાતના દિવસે જ તા'ઝિયતી જલસો યોજાયો હતો, જેમાં હઝરતના ઈન્તિકાલને ઉમ્મતનું એક ભારે નુકસાન ઠેરવવામાં આવ્યું અને દુઆએ મગ્ફિરત ગુઝારવામાં આવી. આ પ્રસંગે હઝરત મર્હુમના પસમાંદગાનના હકમાં સબ્રે જમીલની અને ઈદારાના હકમાં નેઅમુલ બદલની દુઆ કરવામાં આવી, કારણ કે કોઈકે કહ્યું છે અને સાચું તથા સારું જ કહ્યું છે કે :

***બડી મુશ્કિલ સે હોતા હૈ ચમનમેં દીદા'વર પેદા***

## હઝરત શયખુલ હદીસ મવલાના ઝકરિય્યા સાહેબ (દા.બ.)નો મુબારક પત્ર

ઈનાયત ફરમાયમ, સલ્લમહુ, સલામ મસનુન પછી, તમારો કાગળ મળ્યો. બુખારી શરીફના ખત્મ થવાની ખુશ ખબરીથી ખુશી થઈ. અલ્લાહ પાક મુબારક ફરમાવે, આપની નવી કિતાબ **'હુકુકુલ અબવ્યન- માં-બાપના હકો'** થી ખુશી થઈ. અલ્લાહ પાક મુબારક ફરમાવે, કબુલ ફરમાવે લોકોને વધુમાં વધુ ફાયદો પહોંચાડે. ફકત વસ્સલામ.

**હઝરત શયખુલ હદીસ સાહબ**
બ – કલમ (મવલાના) અબ્દુલરહીમ

A



## બિસ્મિહિ તઆલા

શરૂ કરૂં છું અલ્લાહના નામથી જે ઘણોજ માયાળું અને રહમવાળો છે. અને પોતાની રહમતોમાંથી એક ભાગ દુનિયામાં ઉતારી માં–બાપના દિલોમાં અવલાદની મુહબ્બતનું બી મૂકી આપ્યું કે માં–બાપ તકલીફો, મુસીબતો ઉઠાવી અવલાદનું પાલણ–પોષણ કરે છે.

અલ્લાહ ઈન્સાનના વુજુદનો સબબે હકીકી છે. તો માં–બાપ અવલાદના વુજુદનો સબબે ઝાહિરી છે. એજ મુહબ્બતને લઈ રસુલુલ્લાહ સ.અ.વ. ફરમાવે છે કે જાનવર તેનો પગ સાચવી–સાચવી મુકે છે કે તેના બચ્ચાને તકલીફ નહી થાય.

અલ્લાહની હમદો સના પછી લાખો દુરૂદો સલામ અલ્લાહના પ્યારા રસુલે ઉમ્મી હઝરત મુહમ્મદ સ.અ.વ. ના ઉપર કે જેમણે દુનિયામાં યાતનાઓ, તકલીફો ઉઠાવી અલ્લાહના પયગામો મખ્લુક સુધી પહોંચાડી ઈન્સાનના હકો બતલાવ્યા અને ઈન્સાની હકોમાં માં–બાપના હકોની વિગતવાર સમજુતી આપી કે માં–બાપની ખિદમત કરવાથી ઉમર તેમજ રોજીમાં બરકત થશે. માં–બાપ કાફિર મુશરિક કેમ નહીં હોય, તેમના હકો અવલાદ ઉપર છે. જે માંએ નવ મહિના પેટમાં રાખી તકલીફો ઉઠાવી, જે માંએ બેથી ત્રણ વરસ ગોદમાં ખોળામાં ફુલના જેમ રાખી, ઉછેર કરી, પેશાબ–પાખાનું સાફ કર્યુ. ગંદકી બદબુને ખુશબો સમજી બરદાશ્ત કરી લીધું. બચ્ચાના રડવાથી રાતોની ઉંઘ હરામ કરી, અવલાદ માટે સર્વ શકિત, માલ આરામ ખર્ચ કરી, તઅલીમ શિક્ષણ અપાવી ઉછેર્યા.

એ માં–બાપનું હૃદય–દિલ અવલાદથી શું માંગે છે ? અને એ હકો જ્યારે બચ્ચું અદા નથી કરતુ તો માં–બાપનાં દિલ ઉપર કેવી વીજળી પડતી હશે ! એનું દિલ કેવું રૂદન કરતું હશે !

જ્યારે એ છોકરો અવરતોના ફિત્નામાં ફંસાઈ, માં–બાપને તરછોડી, એમના હકોને જાકારો આપતો હશે. તો માં–બાપના દિલોમાં બચ્ચા માટે જે અરમાનો ઉમ્મીદો હતી, તેનું ખૂન થતું જોઈ, માં–બાપનું દિલ આહ ઉહ પોકારતું હશે. અને એ બેસમજ અભણ નથી જાણતો કે કેવી આગ લાગતી હશે. જે આગ જોવાની શકિત નવજુવાનોમાં નથી. તે દિલનો આંધળો થઈ જવાથી સમજી નથી શકતો. વિચારી નથી શકતો, કારણ કે મઝલુમની આહની અગ્નિમાં જ્વાળામુખી નથી. વગર જ્વાળાએ ભડકો થાય છે, અને એ ભડકાઓ સમજુ લોકો જુએ છે. પરંતુ કારણ સમજવા કોશિષ નથી કરતા, અથવા અવરતો તેમજ માલના ફિત્નાના પર્દાઓની દિવાલ બની ગઈ છે. જેને કારણે જોવાની શકિત ખત્મ થઈ ગઈ છે.

કિતાબ પઢવાથી ખબર થશે કે દુનિયા અને આખિરતમાં એ ભડકાઓ કેવા હશે.

મારી કિતાબ ''માં–બાપના ઉપર અવલાદના હકો'' અમુક દોસ્તોએ જ્યારે વાંચી તો કહયું કે ''માં–બાપના હકો'' લખવાની જરૂરત હતી. અને અવલાદના હકોનો ક્રમ બીજો હતો. તો મેં જવાબ આપ્યો કે બચ્ચા માટેના હકો શાદી કરવાનો વિચાર થતાં જ શુરૂ થઈ જાય છે.

રસુલુલ્લાહ સ.અ.વ. ના ફરમાન મુજબ દીનદાર અવરતથી શાદી કરવી. ત્યાર બાદ શાદી થવાથી દુઆ પઢી સંભોગ કરવો. ત્યાર બાદ બચ્ચું થવાથી નામ સારૂં રાખવું. ત્યાર બાદ મોટું થવાથી તઅલીમ, તરબિયત, શિક્ષણ તેમજ સારી વર્તણુક માટેના અદબો શીખવવા વિગેરે. તો ઈન્શાઅલ્લાહ બચ્ચું માં–બાપના હકો અદા કરતું થઈ જશે. તો મારા મત મુજબ અવલાદના હકો દુનિયામાં આવવા પહેલાં જ શરૂ થઈ જાય છે. એ માટે સૌપ્રથમ અવલાદના હકો આપની ખિદમતમાં રજુ કરી હતી અને વઅદો કર્યો હતો કે 'માં–બાપના હકો અવલાદ ઉપર' લખવા કોશિષ કરીશ.



અલ્લાહનો લાખ–લાખ શુક્ર અદા કરૂં છુ કે આજ રોજે તા.૦૭–૦૮–૭૪ વાર બુધના ઘણી જ અડચણો હોવા છતાં બિસ્મિલ્લાહ કરી છે. કાગળની કારમી તંગી કે પૈસા ખર્ચ કરવા છતાં મન પસંદ માલ નથી મળતો. વારંવાર દુકાનોના ધક્કા ખાવા છતાં ''માલ નથી'' ના શબ્દો સાંભળી આઘાત અનુભવી પાછા ફરવું પડે છે. ભાવો ૧૯૭૩ કરતાં સો ટકા વધી ગયા અને માલની ક્વોલીટી નીચે ચાલી ગઈ. તેમજ લોકોની આદતો પણ બગડતી જઈ રહી છે કે દીની કિતાબો પઢવાનો શૌક રાખતા નથી, પુરેપુરો નફો ઉઠાવવાની પહોંચાડવાની ફીક ચિંતા રાખતા નથી, જે તેમની ઝિમ્મેદારી છે. રસુલુલ્લાહ સ.અ.વ. એ હજ્જતુલ વિદાઅમાં ફરમાવ્યું હતું કે જેઓ હાજર છે, ગાઈબને પહોંચાડી આપે (હદીષ). રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું હતું કે મારાથી એક આયત પણ સાંભળ ી હોય પહોંચાડી આપો (હદીષ) આ સર્વ વિટંબણાઓ તબીઅતને નરમ કરનારી જઝબાતને ઠંડા કરનારી હતી. પરંતુ અમુક ઝિન્દહદિલ સાહેબો કે જેવણ અહકરના સાથે દિલી તઅલ્લુક ફક્ત અલ્લાહના માટે જ રાખે છે. કારણ કે મારી ઝાતથી તેમને દનિયામાં રજ માત્ર ફાઈદો પહોંચવાની ઉમ્મીદ નથી. ફક્ત દીની ખિદમત સમજી હમેશા જ્યારે પણ તેમને દીની કિતાબો માટે ધ્યાન આપવામાં આવે છે. ખરીદી વકફ કરી કૌમના ગરીબોને ફી સબીલિલ્લાહ વહેંચી ષવાબે જારીયહ હાસીલ કરેછે. અલ્લાહપાક એમને વધુમાં વધુ નેક કામની તવફીક અર્પણ ફરમાવે અને આ દીની સંબંધ વધુમાં વધુ મઝબુત બને એવી દુઆ છે. કિતાબો ખરીદી જે સાહેબો વકફ કરવા માંગે છે. તેના માટે અહકરનો એ જ આગ્રહ રહે છે કે તેઓ ખરીદી પોતે મરજી મુજબ વહેંચી આપે કે હું મહાન જીમ્મેદારીથી મુક્ત બનું. ઘણા ભાઈઓ એવા છે જેઓ નામ પણ જાહેર નથી કરતા માટે વાંચકો એવા મુખલિસ અહબાબો, ઈલ્મ દોસ્તો, દીનના ખામોશ ખાદિમો માટે દુઆ કરે કે અલ્લાહ પાક તેમની રોઝીમાં વધુ માં વધુ બરકત અર્પણ

ફરમાવી દરેક મુસીબત આફતથી તેમને બચાવે અને તબ્લીગના અહમ ફરીઝહને અદા કરવાની નેક તવફીક આપે. આવા ઝિન્દા દિલ નેક સાહેબોનો સાથ–સહકાર હશે તો ઈન્શાઅલ્લાહ કૌમ ઉપયોગી દીની કિતાબો બીજી પણ અનેક છપાશે. સુરત, વલસાડ અને ભરૂચ જિલ્લાના અમુક ભાગ જ્યાં ઈલ્મ છે, તેઓ નથી સમજી શકતા કે આ દીની રિસાલાઓથી જ્યાં ઈલ્મની ચર્ચા નથી ત્યાં શું ફાઈદો થઈ રહ્યો છે. કિતાબો વાંચી ઘણા સાહેબોના કાગળો આવે છે અને આવ્યા છે.

જેમાં મુંબઈથી એક સાહેબનું કાગળ આવ્યું કે મારા દોસ્તને અવલાદ નહિ હતી ગલત પીરોના હાથમાં ચાલ્યો જવાથી દીનથી નીકળી ગયો હતો. મુરતદ બની જવાના કિનારે હતો, આપની કિતાબ 'અકાઈદે ઈસ્લામ' પઢવા આપી. કિતાબ પઢી પછી અલ્લાહે તવફીક આપી અને આજે કામિલ મુસલમાન છે.

જીલ્લા મહેસાણાથી એક કાગળ આવ્યો હતો કે મારા ગામની આજુ–બાજુ સાત ગામો છે, સો વરસથી કોઈએ હજ નથી પઢી અને એ ગામોમાં મસ્જિદ મદ્રસહનું કોઈ બંદોબસ્ત નથી. દીની કિતાબો તો જોવામાં પણ નથી આવતી વિગેરે.

બિરાદરો જ્યાં દારૂલ ઉલૂમો છે ત્યાં જ દીનનો શું હાલ છે ? તે આપ જાણો છો. તો જ્યાં ઈલ્મના માટે નાનો મદ્રસો પણ નથી ત્યાં જહાલતનો શું હાલ હશે !

માટે અલ્લાહનો હુકમ ગુજરાતના ખૂણે–ખૂણે પહોંચે. આ વાત ધ્યાનમાં રાખી ગુજરાતીમાં કિતાબો વધુ થી વધુ છપાઈ કૌમ ઉપયોગી બને એજ આશા સહિત આ કામ શુરૂ કર્યુ હતું. આપ સાહેબોનો સાથ સહકાર હશે તો હમો ઝિમ્મેદારી અદા કરી શકીશું.



માટે આપ, દોસ્તો દીની કિતાબો ખરીદી ગરીબોને પહોંચાડો અને દીનની તબ્લીગનું અહમ કામ, અહમ ફરીઝો, પુરો કરી સદકએ જારીઅહમાં શામિલ બનો એ જ અપીલ છે.

**લિ. દુઆગો**

(હઝરત મવ.મુફતી) અહમદ બેમાત ગુફિરલહુ
ખાદિમે દારૂલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વર
સ્થાપક મદની દારૂત્તરબિયત
કરમાલી, જી.ભરૂચ ગુજરાત



અઊઝુ બિલ્લાહે મિનશ-શયતા-નિર-રજીમ,

બિસમિલ્લા-હિર-રહમા નિર-રહીમ

સૂરએ લુકમાન, સીપારો ૨૧, આયતે કરીમહ ૧૩, ૧૪, ૧૫

## માં-બાપના હકો અદા કરવા બાબત હુકમ

**આયત ૧૩** : અને (તે વખતને યાદ કર) જ્યારે લુકમાને પોતાના દીકરાને બોધ આપતા કહ્યું કે, હે દીકરા ! અલ્લાહનો ભાગીઓ ન ઠેરવજો. બેશક, શરીક બનાવવું બહુ ભારે અન્યાય છે.

**આયાત ૧૪** : અને અમે માણસને તેના મા-બાપ સંબંધી તાકિદ કરી દીધી (કારણ)કે તેની માં એ તેને થાક પર થાક વેઠી ગર્ભમાં રાખ્યો અને તેનું ધાવણ છોડાવ્વું બે વર્ષમાં છે. (તેથી તને જોઈએ) કે તું મારો તેમ તારા મા-બાપના હુકમોને માનજે, આખરે મારી જ તરફ પાછા આવવાનું છે.

**આયાત ૧૫** : અને જો તેઓ બન્ને આ વાત પર હઠ કરે કે તું એવી વસ્તુને મારી શરીક ઠેરવે જેને વિષે તને કંઈ જ્ઞાન નથી. તો તું તેઓનું કહેવું માનીશ નહિં, પણ દુનિયામાં તેઓની સાથે શુભ વર્તન રાખજે. અને પોતે (દીનના બારામાં) તે માણસની રાહ પર ચાલજે જે મારા તરફ રજુ થયો હોય, ફરી મારી જ પાસે તમારા સૌને પાછા આવવાનું છે. તો પછી જે કંઈ તમે કર્યા કરતા હતા તે હું તમને બતાવી આપીશ. *(સૂરએ લુકમાન)*

હઝરત સઅદ રદી. કહે છે કે હું મારી મા સાથે ઘણો જ સારો વર્તાવ કરતો હતો. જ્યારે ઈમાન લાવ્યો, તો મારી માં એ ખાવા-પીવાનું છોડી દીધું અને કહ્યું કે જ્યાં સુધી તું મારા જેવો બુતોની પુંજા કરવાવાળો નહિં બને ત્યાં સુધી ખાવાની-પીવાની નથી. હઝરત સઅદ રદી. એ કહ્યું, માં ! તમો ખાઓ, હું મારો મઝહબ છોડવાનો નથી, માં એ નહી ખાધું અને એમ લાગલગાટ ત્રણ દિવસો પસાર થઈ ગયા અને ઘણી જ અશક્ત,







કમજોર બની ગઈ. મેં કહયું કે એક માં નહિં અગર સો માં પણ હોય અને એક-એક કરી મરી જાય તો પણ હું મારા મઝહબને છોડવાનો નથી. તો ના ઉમીદ થઈ માં એ ખાઈ લીધું. એ બાબત આ આયતે કરીમહ ઉતરી.

*(ઈબ્ને કસીર ભા. ૩ પેજ – ૪૪૪)*

તફસીરે અબુહય્યાનમાં લખ્યું છે કે આ આયત અને સૂરએ અન્કબૂતની આયત હઝરત સઅદ રદી. ના માટે ઉતરી છે. *(ભા.૭ પેજ-૧૮૫)* એનાથી સાબિત થયું કે માં-બાપના કહેવા મુજબ અમલ કરવો વાજિબ જરૂરી છે, જ્યાં સુધી અલ્લાહના હુકમો નહિં તૂટે. અલ્લાહનો હુકમ તૂટે ત્યાં માં-બાપનું કહેવું માનવું જાઈઝ નથી. હરામ છે.

તેમજ અલ્લામહ કુરતુબી રહ. પણ લખે છે કે આ આયત તેમજ સૂરએ અન્કબૂતની આયત હઝરત સઅદ ઈબ્ને વક્કાસ રદી. માટે ઉતરી હતી.

અલ્લાહ માટે તવહીદના બયાન પછી માં-બાપના સાથે સારા સુલુકનો હુકમ આપ્યો કારણકે માં-બાપ ઈન્સાનના વુજુદ માટે ઝાહિરી કારણ છે અને માં-બાપનું ઘણું જ મોટું એહસાન છે. રોઝી, રોટી, કપડાં તેમજ દરેક જરૂરિયાતનો બોજો ઉઠાવે છે. અને માં મહેરબાની સાથે પાલણ પોષણ કરે છે. *(તફસીરે ઈબ્ને કષીર ભા. ૩ પેજ-૪૦૫)*

અલ્લાહપાક ફરમાવે છે કે તમો સૌ મારા તરફ આવનારા છો. દરેકને તેના કામનો બદલો મળશે. માં-બાપનું કહેવું એ બાબતો માટે માનવું જાઈઝ નથી જેનાથી અલ્લાહના હુકમો તૂટતા હોય. અલ્લાહના હુકમો ને તોડશો તો હરામ કામ કરશો, જેની સજા મળશે. અને જેઓ અલ્લાહના હુકમો માનશે, તેમને નેક બદલો મળશે.

માં-બાપની ફરમાબરદારી અને ખિદમત કરવા માટે હુકમ આપવામાં આવ્યો છે. કારણ કે હમલ જેમ વધે છે, મોટો થાય છે, તેમ કમજોરી



વધતી જાય છે. માં બે વરસમાં દૂધ છોડાવે છે, ત્યારે પણ મુસીબતો ઉઠાવે છે. બંનેવ પોતપોતાની ઝિમ્મેદારી અદા કરવા માટે તકલીફો ઉઠાવે છે. માં-બાપનો હક અવલાદ ઉપર છે. પરંતુ તવહીદની વિરુધ્ધ કોઈ માર્ગ બતલાવે તો તેનાથી બિલકુલ દૂર રહેશો. તેમનું કહેવું માનશો નહિ.

*(બયાનુલ કુર્આન)*

દુનિયાની જરૂરત ખિદમત બાબત માં-બાપ સાથે સારી સુલુકાઈ જરૂરી છે. માં-બાપ કાફિર, મુશરિક, મુનાફિક પણ હોય તો પણ દુન્યવી બાબતોમાં તેમનો ખ્યાલ કરવો જરૂરી છે.

હઝરત અસ્મા, (હઝરત અબુબક્ર સિદ્દીક રદી. ની છોકરી) કહે છે કે મારી માં મારી પાસે એવી હાલતમાં આવી કે તે મુશરિકહ હતી. મેં રસુલુલ્લાહ સ.અ.વ. થી અરજ કરી કે મારી માં મારી પાસે આવી અને તે ઈસ્લામથી નફરત કરે છે. તો શું હું તેનાથી સુલુકાઈ કરી શકું છું ? રસુલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે હાં, તું સુલકાઈ કરી શકે છે.

*(બુખારી શરીફ)*

હઝરત અલી રદી.ના બાવાજી અબુતાલિબ (રસુલુલ્લાહ સ.અ.વ. ના કાકા)નું મરણ કુફ્રની હાલતમાં થયું તો રસુલુલ્લાહ સ.અ.વ. એ હઝરત અલી રદી. ને દફન કરવા બાબત હુકમ આપ્યો. પરંતુ કાફિર માં-બાપને મુસ્લિમ વીધી કર્યા વગર દફન કરી દેવામાં આવશે.

**ફાયદાઓ :**

બાપના એહસાન તો સમજદાર થવા પછી પણ થતાં રહે છે. અને માંના એહસાનો તો એવી હાલતમાં થાય છે કે કંઈ પણ સમજ હોતી નથી. અને ઈન્સાનનો વુજૂદ પણ હોતો નથી. પેટમાં હોવું, બચ્ચું શું સમજી શકે, એ માટે માંના એહસાનને વિગતવાર બયાન કર્યું. (૧) પેટમાં રાખ્યો (૨) કમઝોરી ઉઠાવી (૩) બે વર્ષ સુધી તો માંની સાથે જ વળગીને રહ્યો. જુદો થયો જ નહિં. દૂધ પીવડાવ્યું, સાથે સુવડાવ્યો, હગવાથી, પેશાબ કરવાથી ચડ્ડી -લેંગો વારંવાર બદલ્યો, બચ્ચાને સુકામાં સુવાડી, પોતે લીલામાં સુતી, બચ્ચાને બીમારી, તકલીફથી ઉંઘ નહીં આવી. માં ની ઉંઘ હરામ થઈ ગઈ.



ઈમામ શાફિઈ, ઈમામ મુહમ્મદ, ઈમામ અબૂયુસુફ રહ. ના મત મુજબ દૂધ પીવડાવવાની મુદત બે વર્ષ છે. ઈમામ અબૂહનીફહ રહ. ના મત મુજબ અઢી વર્ષ છે, માં-બાપના આ મહાન એહસાન છે તો તેનો શુક્રિયહ અદા કર. અને માં-બાપથી વધુ અલ્લાહના એહસાનો છે, તો અલ્લાહનો શુક્રિયહ અદા કર કારણકે અલ્લાહનાં ઘણાં જ મહાન એહસાનો છે જ.

મોટો થઈ ગયો, બાલિગ થઈ ગયો. એમ નહીં સમજ કે મારે અલ્લાહની શું જરૂરત છે. યાદ રાખ, મારા તરફ સૌને આવવાનું છે. *(તફસીરે હક્કાની)*

તફસીરે અબી સઉદમાં લખ્યું છે કે લુકમાન હકીમનો છોકરો કાફિર હતો, લુકમાન નસીહત ફરમાવતા રહ્યા. ઈમાન લઈ આવ્યો. *(ભા. ૩ પેજ ૧૯૦)*

**ફાયદો :**

ફાસિક ગુનેહગાર છોકરાને માં-બાપ હંમેશા નસીહત કરતાં રહે.

ઉલમાએ મુફસ્સેરીન લખે છે કે માંએ કમવાર તકલીફો ઉઠાવી (૧) (હમલ) પેટમાં રાખવાની તકલીફ (૨) પેદા થતી વખતની તકલીફ (૩)બચ્ચું પેદા થવાથી નિફાસનું લોહી (૪) દૂધ પીવડાવવાના ઝમાનાની તકલીફ (૫) તરબિયત, મોટું થવાથી કેળવણી માટે રાત દિવસ મગજમારી કરતી-કરતી પોતાની તંદુરસ્તી જુવાની ખત્મ કરી નાંખે છે.

એ માટે રસુલુલ્લાહ સ.અ.વ. ને પુછવામાં આવ્યું કે મારા સારાં સુલુકનો

સૌ પ્રથમ હકદાર કોણ ? તો રસુલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો, તારી માં, ત્યાર પછી એ જ સવાલ કર્યો, જવાબ આપ્યો તારી માં, ત્રીજી વાર સવાલ કર્યો તો જવાબ આપ્યો તારી માં, ચોથીવાર જવાબ આપ્યો કે બાપ. *(તફસીર બહરે મુહીત ભા.૭ પેજ-૧૮૭)*

કારણ કે પહેલી ચારેય તકલીફો મુસીબતોમાં માં એકલી જ છે બાપ ભાગીદાર નથી. પાંચમી બાબતમાં બાપ ભાગીદાર છે અને બાપનો બોજો કેળવણી બાબત વધુ છે.

સૂરએ લુકમાનની આયત છે. લુકમાન હકીમ કોણ હતા ? ઉલમાના મતભેદો છે. હઝરત ઈકમહ કહે છે કે નબી હતા, મુજાહિદ લખે છે કે નેક માણસ હતા. નુબુવ્વત મળી નહીં હતી. લુકમાન ગુલામ હતા. રંગ કાળો અને હોઠ મોટા અને પગોમાં ફાટ હતી. હઝરત સઈદ ઈબ્ને મુસય્યિબની ખિદમતમાં હઝરતે અસ્વદ આવ્યા તો સઈદ ઈબ્ને મુસય્યિબ રહ. એ ફરમાવ્યું કે તારો રંગ કાળો છે, તો તું ગમ, રંજ અનુભવીશ નહિં. કારણ કે ત્રણ માણસ જે ઘણાં જ નેક સારા છે તે પણ કાળા હતા. હઝરત બિલાલ હબશી રદી., મુહજજઅ મવલા ઉમર રદી. ત્રીજા લુકમાન હકીમ.

હઝરત ખાલિદ લખે છે કે તેઓ સુથારી ધંધો કરતા હતા અને ગુલામ હતા, તેમના શેઠે (માલિકે) એક વાર કહ્યું કે આ બકરી ઝબહ કરી સારામાં સારી વસ્તુ લઈ આવો. તો લુકમાન હકીમે ઝબહ કરી જીભ અને દિલ આકાની ખિદમતમાં રજૂ કર્યું.

ત્યારબાદ આકાએ (શેઠે) કહ્યું બીજી બકરી ઝબહ કરો અને ખરાબમાં ખરાબ વસ્તુ લાવો. તો પણ જીભ અને દિલ રજુ કર્યું તો આકાએ કહ્યું કે, શા માટે બન્નેવ વાર જીભ અને દિલ રજુ કર્યું ? અગર સારાં છે તો ખરાબ નથી અને અગર બંનેવ ખરાબ છે તો સારાં નથી થઈ શકતાં. તો લુકમાન



હકીમે જવાબ આપ્યો કે જીભ અને દિલ સારા છે. જ્યારે સારા રસ્તે ખર્ચાય તો એથી ઉત્તમ સારી કોઈ ચીઝ નથી. અને આ બંનેવ ખરાબ થઈ જાય તો એથી ખરાબ કોઈ પણ ચીઝ નથી. *(તબ્રી ભાગ ૨૧, પેજ ૬૮)*

એકવાર લુકમાન હકીમ તકરીર કરી રહ્યા હતા. એક માણસે આવી કહ્યું શું તમો ગુલામ નહીં હતા ? મારા સાથે ઘેટા-બકરાં નહીં ચરાવતા હતા ?

તો લુકમાન હકીમે જવાબ આપ્યો કે જી હાં, હું તે જ ગુલામ છું. તો તે માણસે સવાલ કર્યો કે આ મહાન મરતબા ઉપર તમો કેવી રીતે પહોંચી ગયા. તો લુકમાન હકીમે જવાબ આપ્યો. (૧) સાચી વાતો (૨) ફુઝુલ (ગેરલાભકારક) વાતો થી ચુપ રહેવું. *(તફસીરે તબરી પેજ – ૬૮)*

આ ઉપરથી એ વાત ઝાહિર થાય છે કે માણસ દિલ-જીભને કાબુમાં રાખે. બેકાર વાતોથી બચેલો રહે. સાચી સારી વાતો બોલતો રહે. ગીબત, નિંદા, ચુગલી, બોહતાન, ઠઠ્ઠા , મશ્કરી, ગાલી ગુલચથી દૂર રહેશે તો અલ્લાહપાકના તરફથી રહમત ઉતરશે. અને હિકમતના ઝરણાં તેની ઝબાનથી વહેશે.

મવજુદહ ઝમાનામાં આ બંનેવ નેઅમતોનો દુરઉપયોગ જેટલો થઈ રહ્યો છે. બીજી કોઈ નેઅમતનો દુરઉપયોગ એટલો બધો થતો નહીં હોય – અલ્લાહપાક હિદાયત આપે.

ઈન્સાન, મારો અને તારા માં-બાપનો શુક્ર અદા કર. મારા તરફ આવવાનું છે.

તફસીરે તબ્રીમાં લખ્યું છે કે, તારા માં-બાપે તારા માટે તકલીફો, મુસીબતો ઉઠાવી તું જવાન મજબુત બની ગયો, તારા ઉપર તેમનો હક છે કે, તું તેમના સાથે મુહબ્બતનો વર્તાવ કરી, તેમના માટે દુઆઓ કરતો રહે.



યાદ રાખ. તને બેકાર છોડવામાં નથી આવ્યો. તારે મારા તરફ આવવાનું છે. તો તને પુછવામાં આવશે કે તેં તારા માં-બાપનાં હકો અદા કર્યા કે નહીં. અને એનો દરેક નાનો-મોટો બદલો મળવાનો છે માટે અલ્લાહનાં અને તારાં માં-બાપના હકો બરાબર અદા કરતો રહેજે.

*(તફસીર તબરી ભાગ ૨૧, પેજ-૭૦)*

હઝરત સુફયાન ઈબ્ને ઓયયનહ (રહ.) ને પુછવામાં આવ્યું કે શું મય્યતને સદકાનો સવાબ પહોંચે છે ? તો જવાબ આપ્યો કે, દરેક ચીઝ પહોંચે છે. પરંતુ ઈસ્તિગફારથી વધુ નફાકારક બીજી કોઈ ચીજ નથી. અગર ઈસ્તિગફારથી વધુ કોઈ ચીઝ-નફાકારક હોત તો અલ્લાહપાક માં-બાપના માટે તેનો હુકમ આપતે. *(તફસીરે કશ્શાફ ભાગ ૨, પેજ ૬૫૮)*

હઝરત સઈદ ઈબ્ને મુસય્યિબ (રહ.) ફરમાવે છે કે, જે માણસ માં-બાપ સાથે સારો સુલુક કરે છે તે ખરાબ મોતે મરશે નહીં. *(તફસીરે કશ્શાફ ભાગ ૨, પેજ ૬૫૯)*

એક માણસે આવી રસુલુલ્લાહ સ.અ.વ. સવાલ કર્યો કે મારા માં-બાપ ઘરડા થઈ ગયા છે. તે જે કંઈ પણ માંગે છે. હું આપું છું, શું મેં તેઓનો હક અદા કરી દીધો. રસુલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું, નહીં. કારણ કે તારા માં-બાપ ખવડાવતા-પીવડાવતા, દરેક તારી હાજત પુરી કરતા હતા એ નિય્યતની સાથે કે તું જીવતો રહે. ઉંમર લાંબી થાય, અને તુ સુલુકાઈ કરે છે એ નિય્યતથી કે તેઓ મરી જાય. *(તફસીરે કશ્શાફ ભાગ ૨, પેજ ૬૫૬)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) એ એક માણસને જોયો. જે તેની માં ને પોતાના ખભા ઉપર ઉઠાવી રહ્યો હતો અને શેઅરો પઢી રહ્યો હતો. તેનો અર્થ-હું સવારી છું તારે ડર બીકની જરૂરત નથી કારણ કે ઘોડો, ખચ્ચર, ઉંટ કોઈવાર કાબુમાં નહીં હોવાથી સવારને તકલીફ પહોંચે છે.







પરંતુ હું તો એવી સવારી છું કે, નાસવાનો નથી. મારી માં એ જેટલા મહીના ઉઠાવ્યો. દૂધ પીવડાવ્યું, એ ઘણું મોટું એહસાન છે. અલ્લાહપાક ઘણા જ મોટા છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) ને પુછયું કે મેં મારી માં નો હક અદા કરી દીધો, તો જવાબ આપ્યો કે, નહીં. થોડો પણ હક અદા થયો નથી. *(તફસીરે કશ્શાફ ભાગ ૨, પેજ ૬૬૦)*

'બયહકી' ની રિવાયતમાં છે કે, માં ને ઉપર મુજબ ખભા ઉપર ઉઠાવી બૈયતુલ્લાહનો તવાફ કરાવી રહ્યો હતો.

એક સહાબીએ આવી રસુલુલ્લાહ સ.અ.વ. ને સવાલ કર્યો કે અલ્લાહના રસુલ, મેં મારી માં ને છ માઈલ સુધી સખ્ત ગરમીમાં ઉઠાવી. ગરમી એટલી સખ્ત હતી કે અગર ગોશ્તના ટુકડાને તેમાં મૂકી દેવામાં આવતે તો ગોશ્તનો ટુકડો પણ ભુંજાઈ જતે(કાચો નહીં રહેતે). તો શું મેં તેનો હક અદા કયો ? તો રસુલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે, મામુલી, થોડોક અદા કર્યો. *(ઉમદતુલ કારી ભાગ - ૨૨, પેજ ૮૨)*

ઉલમાએ મુફસ્સેરીનના મુબારક મંતવ્યો પઢો. વારંવાર પઢો. સહાબા રદી.ના મુબારક શબ્દો વાંચો, વારંવાર વાંચો.

રસુલુલ્લાહ સ.અ.વ. ફરમાનો પઢો. અને મવજુદહ ઝમાનામાં વિચાર કરો. બચ્ચાઓ કયાં જઈ રહ્યા છે. માં-બાપની કેટલી બેઅદબી-બેહુરમતી, બેઈઝઝતીથી વધી, ગાળ-ગળોચ સુધી મામલો પહોંચે છે.

માં-બાપ શિખામણના શબ્દો બોલે છે જે કડવા લાગે છે. પરંતુ માં-બાપ માટે બચ્ચું ચામડું ઉતારી, જોડા બનાવી આપે તો પણ તેમના હકો નથી અદા થઈ શકતા. એ માટે જ કુર્આન શરીફમાં અલ્લાહના હકો પછી માં-બાપના હકો અદા કરવા બાબત હુકમ આપીએ.



### સૂરએ અન્કબૂત, સીપારો -૨૦, આયતે કરીમહ ૮-૯

## માં-બાપ સાથે ભલાઈનો હુકમ અને કોઈ ગુનાહ કરવા કહે તો તેમનો-હુકમ માનવો જાઈઝ નથી

**આયત ૮** :અને અમે મનુષ્યને તેના માં–બાપ સાથે ભલાઈથી વર્તવાની તાકીદ કરી લીધી. અને તે છતાં જોતે બંને તારા ઉપર આ વાતનું દબાણ કરે કે તું એવી વસ્તુને મારી સાથે ભાગીદાર બનાવ જેની કોઈ દલીલ તારી પાસે નથી, તો તું તેમનું કહેવું માનીશ નહીં. તમો સર્વેને મારા જ તરફ પાછા ફરવાનું છે. પછી જે કાંઈ તમે કર્યા કરતા હતા તે બધું હું તમને બતાવી આપીશ.

**આયત ૯**: અને જે લોકો ઈમાન લાવ્યા હશે. અમે તેમને નેક લોકોમાં દાખલ કરીશું. *(સૂરએ અન્કબૂત)*

અમુક મુફસ્સિરોએ લખ્યું છે કે મજકુર આયત હઝરત અયાસ ઈબ્ને રબીઅતુલ મખઝૂમી બાબત ઉતરી કે તેવણ ઈસ્લામ કબુલ કરી હઝરત ઉમર રદી. સાથે મદીનહ શરીફ હિજરત કરી આવ્યા તો તેમના માં શરીક ભાઈ, (બાપ અલગ હતા) અબૂ જહલ અને હારિષે આવી કહ્યું કે તું તો ઈસ્લામ લાવ્યો. ઈસ્લામ ધર્મ ઈન્સાનના હકો તેમજ માં–બાપના હકો અદા કરવા બાબત ઘણી જ તાકીદ કરે છે. અને તે મુસલમાન થઈ હિજરત કરી વતન છોડી દીધું. તારી માં ખાતી–પીતી નથી અને તને જ્યાં સુધી ન જુએ ત્યાં સુધી તેને ચેન નથી, સુતી પણ નથી વિગેરે. હઝરત અયાસે આવી હઝરત ઉમર રદી. ને સર્વ હકીકતની જાણ કરી તો ઉમરે ફારૂક રદી. એ કહ્યું કે આ બંનેવ તમોને ધોકો દઈ રહ્યા છે. છેતરપીંડી કરી રહ્યા છે. એની વાત માનશો નહિં. અને મારી પાસે જે પણ કાંઈક છે તે બંનેવ અર્ધો–અર્ધો વહેંચી લઈએ.



હઝરત ઈયાસ રદી. ની સમજમાં ઉમરે ફારૂક રદી. ની વાત આવી નહિં અને આ બંને ચોરી છૂપીથી ચાલતા રહ્યા અને હઝરત અયાસ રદી. એ જવાનો વિચાર કરી લીધો. તો હઝરત ઉમર ફારૂક રદી. એ કહ્યું કે મારી વાત તારી સમજમાં નથી આવતી. જવું છે તો આ મારું ઉંટ લઈ જા. ઘણું સરૂ ચાલનાર છે. દુનિયામાં કોઈ પણ ઉંટ એનાથી આગળ નથી જઈ શકતું. અગર આ બંનેવની નિય્યતમાં ખરાબી માલમ પડે તો અર્ધે રસ્તેથી પાછા મદીના શરીફ ચાલ્યા આવજો.

બયદા–(એક જગ્યાનું નામ છે) પહોંચ્યા. મરદુદ અબૂ જહલે કહ્યું કે મારું ઉંટ થાકી ગયું છે તારી સાથે મને ઉંટ પર બેસાડી લે. હઝરત અયાસ રદી. ઉતરી બેસાડવા માટે સામાન ઠીક કરી રહ્યા હતા બંનેવે (હારિસ અને અબૂ જહલે) એમને પકડી રસ્સીથી બાંધી દીધા અને એકસો, એકસો ચાબુક બન્નેએ માર્યા. અને તેમની માં ને સોંપ્યા અને તેમને ઘણી જ તકલીફ આપવામાં આવતી હતી કે તું હઝરત મુહમ્મદ સ.અ.વ. ના મઝહબને છોડી દે. પરંતુ તેવણ ઈન્કાર કરતા હતા. *(તફસીરે અબુ સઉદ ભા. ૪, પેજ–૧૬૫)*

રસુલુલ્લાહ સ.અ.વ.નું ફરમાન છે કે મખ્લુક ઈન્સાનની વાતો માનવી એ બાબત જાઈઝ નથી, જેમાં અલ્લાહની નાફરમાની થતી હોય. (હદીષ), (ઈમામ અહમદ – હાકિમ) માટે જેમાં અલ્લાહનો હુકમ તુટતો હોય તે બાબત કોઈ પણ માણસની વાત માનવી જાઈઝ નથી માં–બાપ પણ કેમ નહિં હોય, અને તમે માનશો તો હું તમોને સજા આપીશ. જેઓ નેક છે નેક કામો કરે છે, તેઓને નબીઓ, શહીદો, વલીઓની સાથે ઉઠાવીશ. હશ્રનાં મેદાનમાં તેઓ નેકોની સાથે ઉઠશે અને તેઓને નેક લોકોની સાથે જન્નતમાં દાખલ કરીશ.

સાલિહીન–નો શબ્દ છે કે જેમના એઅતેકાદ, અમલ, અખ્લાક અને

બીજા કોઈ પણ કામમાં ફસાદ, ખરાબી નહિં હોય. *(તફસીરે મઝહરી, સિપારો ૨૦, પેજ–૧૯૮)*

ઘણી જ મહાન ખુશ ખબરી છે નેક કામ કરવાવાળાઓ માટે કે કયામત ના દિવસે જ્યારે નફસા–નફસીની હાલત હશે. દરેક માણસ સગા સંબંધીથી નાસી રહ્યો હશે. નેક કામ કરવાવાળાઓને વલીઓ, નબીઓ, શહીદોની સાથે ઉઠાવવામાં આવશે. આજે દુનિયામાં જુઓ, કોઈ મોટેરાને દઅવત આપવામાં આવે છે તો નાના માણસોએ દઅવતમાં જવા, ભાગ લેવા આતુરતાથી વિચાર રાખે છે અને પોતાના માટે ઈઝઝતનો માપદંડ સમજે છે. તો કયામતના દિવસે નેક કામ કરનારાઓની ઉપર અલ્લાહની ખુસૂસી રહમત ઝાહિર થશે. તેઓને એવા મહાન નબીઓ, શહીદો, વલીઓ સાથે ઉઠાવવામાં આવશે.

**મસાઈલ :**

(૧) માં–બાપ ફર્ઝ છોડવા માટે હુકમ કરે તો તેમની વાત માનવી જાઈઝ નથી.

(૨) અગર હરામ કામ કરવા બાબત હુકમ કરે તો માનવું જાઈઝ નથી.

(૩) જાઈઝ કામ કરવા બાબત હુકમ કરે કે જે શરીઅત અને અક્કલ વિરુદ્ધ નહિ હોય, તો તેમની વાત માનવી જરૂરી છે.

(૪) માં–બાપ ઝિક્ર, વિર્દ તેમજ વધુ નફલો પઢવાથી રોકે તો તેમની વાત માનવી જરૂરી નથી.

(૫) અગર માં–બાપ દુનિયાને છોડી દેવા હુકમ કરે અથવા જરૂરતથી વધારે માલ કમાવવા હુકમ કરે અને નવી–નવી સ્કીમો બનાવી દુનિયા કમાવવા હુકમ કરે તો તેમનો હુકમ માનવો જરૂરી નથી.

*(તફસીરે મઝહરી, સિપારો ૨૧, પેજ–૨૭૦)*



હઝરત હુઝયફહ રદી. એ રસુલુલ્લાહ સ.અ.વ. ને પોતાનાં કાફિર બાપને મારવા માટે કત્લ કરવા બાબત રજા માંગી તો રસુલુલ્લાહ સ.અ.વ. એ ઈન્કાર ફરમાવ્યો અને કહ્યું કે છોડી દે, બીજો કોઈ કત્લ કરશે.

*(તફસીરે કશ્શાફ, પેજ ૬૬૦)*

અગર માં–બાપ કાફિર હોય તો પણ તેમના મહાન હકો છે. તફસીરે કશ્શાફમાં લખ્યું છે કે બે હુકમો ઝાહિર થાય છે (૧) તમારા માં–બાપ કાફિર, મુશરિક, ફાજિર, ફાસિક હોય તો પણ તેમની સાથે સારો વર્તાવ, સારો સુલુક, ભલાઈ કરો, જેવી રીતે અલ્લાહ પાક કાફિરોને રોજી પહોંચાડે છે. એમના કુફ્ર ને કારણે રોઝીથી મહરૂમ નથી કર્યા. તમારે ચિંતાની જરૂરત નથી. હું તેમને સજા આપીશ. (૨) માં–બાપનું કહેવું કુફ્ર, શિર્ક બાબત માનશો નહિં. દીન ઉપર કાયમ રહેજો. *(તફસીરે કશ્શાફ ભાગ.૩, પેજ–૪૪૨)*

F



**સૂરએ અહકાફ, સીપારો ૨૬, આયતે કરીમહ ૧૫-૧૬ નો તરજુમો**

## માં-બાપ સાથે ભલાઈ કરવા માટે અલ્લાહનો આદેશ

**આયત ૧૫ :** અને અમે મનુષ્યને તેના માતા–પિતા સાથે સદવર્તન રાખવાનો હુકમ કર્યો. (૨) (કારણ કે) તેની માં એ તેને દુખ વેઠી ગર્ભાશયમાં રાખ્યો અને તેને મહામુસીબતે જણ્યો. (૩) અને તેનું પેટમાં રહેવું તથા ધાવણ છોડવું (ઘણું કરીને) ત્રીસ મહીનામાં થાય છે. (૪) પછી તે ઉછરતો જાય છે. એટલે સુધી કે જ્યારે તે પોતાની યુવાવસ્થાએ પહોંચે છે અને પછી ચાલીસ વર્ષની વયે પહોંચે છે, ત્યારે કહે છે, હે મારા પરવરદિગાર મને તવફીક આપ કે હું તારા તે ઉપકારોનો પાડ માનું જે તેં મારા માતપિતા પર કર્યા છે. અને એ (પણ તવફીક આપ)કે નેક કામ કરતો રહું. જેથી તું રાજી થાય અને મારીઅવલાદને મારા (લાભ) માટે નેક બનાવી દે. બેશક હું તારા તરફ રજુ થાઉં છું. અને ખરેખર હું ફરમાબરદાર છું.

**આયત ૧૬ :** આ એવા લોકો છે કે અમે તેઓના નેક કાર્યોને કબુલ કરીશું અને તેમના ગુનાહોને અમે ક્ષમા કરીશું એવી રીતે કે તેઓ જન્નતવાળ ાઓમાં રહેશે. ને સત્ય વાયદા મુજબ (આ બધું થયું) જે તેઓથી કરવામાં આવતો હતો. *(સૂરએ અહકાફ)*

હઝરત ઉસ્માન (રદી.) રસુલુલ્લાહ સ.અ.વ. થી નકલ કરે છે કે ચાલીસ વરસની ઉંમર થશે તો અલ્લાહપાક હિસાબમાં આસાની કરશે. સાઠ(૬૦) વરસની ઉંમર થશે તો અલ્લાહપાક તેના તરફ રૂજુઅ થવાની તવફીક આપશે. સિત્તેર વરસની ઉંમર થશે, તો આસમાનવાળા તેનાથી મહોબ્બત કરશે. અને ઍંસી વરસની ઉંમર થશે તો તેની સર્વે નેકીઓ કુબુલ થશે અને સર્વે બુરાઈઓ મિટાવી દેવામાં આવશે અને નેવું વરસની ઉંમર થશે તો તેના આગલા–પાછલા સર્વે ગુનાહ માફ કરી દેવામાં આવશે અને







ઘરવાળાઓ માટે તેની સિફારીશ કુબુલ કરવામાં આવશે. આસમાનમાં લખવામાં આવશે કે અલ્લાહનો કેદી દુનિયામાં છે.

*(તફસીરે ઈબ્ને કસીર, ભા. ૪, પેજ – ૧૫૭)*

વિચાર કરો કે ઉંમર મોટી થવાથી અલ્લાહને ત્યાં માણસના કેટલા મરતબા ઉંચા બને છે. કારણકે બાળપણ તેમજ યુવાનીમાં માણસ સમજતો નથી. ઉંમર મોટી થવાથી દાદા–નાના, દાદી–નાની બનવાથી શાન ઠેકાણે આવી, ઘણા જ ગુનાહોને છોડી દઈ અલ્લાહના તરફ રૂજુઅ કરે છે. ગુનાહોની માફી માંગે છે. નમાઝ, રોઝા નેક કામો કરી અલ્લાહને ત્યાં નેકીઓ જમા કરાવે છે. અને ઉંમર મોટી થવાથી અગર માણસ પોતાના ગુનાહથી રોકાતો નથી તો તેના માટે અઝાબ પકડ પણ મજબુત છે. તેનો કોઈ ઉઝર અલ્લાહને ત્યાં કુબુલ થવાનો નથી. મોટી ઉંમર થવાથી જ્યારે અલ્લાહને ત્યાં માણસના મરતબા ઉંચા થયા તો અવલાદનો ફર્ઝ છે કે તેના અશક્ત કમજોર માં–બાપની ઈઝઝત, માન, મરતબાની જાળવણી કરી, અદબ જાળવી, તેમના કહેવા મુજબ ચાલી, તેમની દુઆઓ હાસિલ કરી, અવલાદ પોતાના મરતબા ઉંચા કરે અને અલ્લાહની રહમતોનો હકદાર બને.

માં–બાપની કમઝોરી જોઈ પોતાની કમઝોરી જ્યારે બચ્ચું હતું. તેને યાદ કરે કે માં અને બાપે તેના પાલનપોષણ માટે કેટલી મુસીબતો ઉઠાવી હશે.

તફસીરૂલ વાઝિહમાં લખ્યું છે કે અલ્લાહ પાકની તમારા ઉપર ઘણી જ નેઅમતો છે, તેમાંથી એક એ કે તમારા માં–બાપ અને તેમાં પણ માં ના દિલમાં બચ્ચાની ઘણી જ મુહબ્બત નાંખી દીધી છે કે જે મુહબ્બતના કારણે ઘણી જ તકલીફો ઉઠાવે છે, ત્યારબાદ બચ્ચું ઉંમર લાયક થવાથી જે નેક



છે તે તેના માં–બાપના હકો અદા કરે છે અને જે ગુમરાહ છે તે હક અદા કરતો નથી. *(ભા. ૬ પેજ–૧૦)*

ત્રણ બાબતે દુઆ કરવા માટે સૂચન કરવામાં આવ્યું છે.

(૧) એ બાબત શુક્ર કરવાની તવફીક અતા ફરમાવો કે જે નેઅમતો મારા ઉપર અને મારા માં–બાપ ઉપર કરી છે.

(૨) અલ્લાહ, તમોને પસંદ હોય એવા કામ કરવાની તવફીક અતા ફરમાવે.

(૩) મારી અવલાદમાં સલાહિય્યત અતા કરો કે જેથી તારી બંદગી કરે અને મને પણ આરામ આપે અને મારા મરણ પછી સારી નેક યાદગાર બને. *(તફસીરે કબીર, ભા. ૨, પેજ–૨૦)* માણસની સઆદત નેક નસીબવાળા થવા માટેના ત્રણ પ્રકાર છે. (૧) નફસાની (૨) બદની (૩) ખારિજી, પહેલું–દિલથી તારો શુક્ર અદા કરવાવાળો બનું. બીજું–બદન તારા બતલાવેલા માર્ગ ઉપર ચાલનારૂં બને, ત્રીજું–દીન દુન્યાની નફા દેવાવાળી ચીઝોથી મને નવાઝી આપ.

*(તફસીરે કબીર, ભા.૨૭, પેજ–૨૦)*

ઈન્સાનનું બદન શરૂઆતમાં કમઝોર હોય છે. ત્યારબાદ જુવાન થઈ બદન મજબુત બને છે. અને બદનને પુરતો ખોરાક મળતો રહે તો તે શકિત ચાલીસ વર્ષની ઉંમર સુધી બાકી રહે છે. ત્યાર બાદ ચાલીસ વરસ પછી કમઝોરીની શરૂઆત થાય છે. (પરંતુ ધીમે–ધીમે, જેની જાણ થતી નથી.) જ્યારે બદનમાં શકિત હોય છે. રૂહાની કમાલાતમાં કમી હોય છે, પરંતુ બદનની કુવ્વતમાં કમી થવાથી રૂહાની કમાલાતમાં વધારો–તરક્કી થાય છે. તો આયતમાં એ બાબત બયાન છે કે જ્યારે બીજી તાકતોમાં કમી આવે છે. તો અલ્લાહના તરફ, અલ્લાહના હકો અદા કરવા બાબત માણસમાં ધગશ પેદા થાય છે.



સુબ્હાનલ્લાહ શું શું ભેદો કુર્આન શરીફ માં અલ્લાહ પાકે બયાન કર્યા છે. *(તફસીરે હક્કાની, ભા.૬, પેજ–૨૫૫)*

માં–બાપની ઉપર જે જે નેઅમતો છે તેનો અસર અવલાદને પહોંચે છે. દુન્યવી નેઅમતો માં–બાપનો વુજુદ, ઈન્સાનના વુજુદ માટે કારણરૂપ છે. દીની નેઅમતો કે જેનાથી માં–બાપ વાતો અને વર્તનથી બચ્ચાઓ ના કેળવણી કરે છે. માટે અલ્લાહે હૂકમ આપ્યો છે કે તારા માં–બાપ ઉપર જે જે નેઅમતો છે તેનો પણ તુ શુક્રયહ અદા કરજે. *(તફસીરે કબીર ભા. ૨૭, પેજ–૨૧)*

અલ્લાહના હકો અને બંદાના હકો બન્નેવ અદા કરવા માટે કોશિશ કરે અને એને માટે પાકો ઈરાદો કરી લે અને દુઆ પણ માંગતો રહે.

*(બયાનુલ કુર્આન)*

માંના હકો, સુલુક રહમ શફકત બાબત બાપ કરતાં વધુ છે.

*(તફસીરે કબીર ભા. ૨૭, પેજ–૨૪)*

મશહુર હકીમ અબુઅલી સીના લખે છે કે હમલની ઓછામાં ઓછી મુદત કુર્આનથી ૬ મહિના માલમ પડે છે. અને હકીમોનો અનુભવ પણ એજ બતાવે છે. *(તફસીરે કબીર ભા. ૨૭, પેજ–૧૫)*

**ફાયદાઓ :**

(૧) હમલનો ઓછામાં ઓછો ટાઈમ ૬ મહિના છે. શાદી થયા પછી ૬ મહિને બચ્ચું થશે તે ધણીનું ગણાશે. ૬ મહિનામાં ૧ દિવસ પણ ઓછો હશે, તો ધણીનું ગણાશે નહીં. (શામી, આલમગીરી, તફસીરે કબીર ભા. ૨૭, પેજ – ૧૫)

(૨) ચાલીસ વર્ષની ઉંમરે ઈન્સાનમાં કમાલ આવે છે. એ માટે નબીઓ

રસૂલોના તરફ વહી ચાલીસ વર્ષની ઉંમરે મોકલવામાં આવે છે.

(૩) ચાલીસ વર્ષની ઉંમરે પહોંચવા પછી પણ માં–બાપના હકો બાકી રહે છે. અને એનો બદલો એમની ખિદમત, તેમનો ઝિક્રે ખયર અને એમના માટે દુઆ છે. *(તફસીરે કબીર ભા. ૨૭, પેજ–૨૯)*

(૪) શુક્ર અદા કરવું દિલથી હોય છે અને દિલથી જે કામ કરવામાં આવે એનો દરજો ઘણો જ ઉંચો છે, મોટો છે. માટે શુક્ર અદા કરવા માટેની દુઆનું પહેલાં બયાન કરવામાં આવ્યું.

(૫) અલ્લાહ મને તવફીક આપ કે મજકુર કામ કરૂં. એ વાતના તરફ ધ્યાન અપાયું કે ઈન્સાન તું કોઈ કામ કરવા માટે અલ્લાહની મદદ વગર શક્તિમાન નથી. માટે એ ઈન્સાન તું અલ્લાહથી હંમેશા મદદ માંગતો રહે જે.

(૬) ઈન્સાન ઘણીવાર અમુક કામોને સારા સમજે છે. અને અલ્લાહના પાસે પણ તે કામ સારા હોય છે અને અમુક કામો પોતે સારા સમજે છે પરંતુ અલ્લાહને ત્યાં સારા હોતા નથી. તો અલ્લાહે ફરમાવ્યું કે એવી દુઆ માંગજે કે, હે અલ્લાહ ! જે કામ તારા નઝદીક સારા છે, જે કામોને તું સારા સમજે છે એની મને તવફીક આપજે.

(૭) મહાન નેઅમત એ છે કે અવલાદ નેક હોય. તો અવલાદ નેક હોવા બાબત દુઆ માંગજે.

**ફાયદો** : હકીમ અરસ્તુએ લખ્યું છે કે હરેક જાનવરનાં બચ્ચાના જન્મ આપવા માટે ટાઈમ મુકર્રર છે, પરંતુ ઈન્સાનના માટે મુકર્રર નથી. કોઈક વાર ૬ મહીના પુરા થવાથી, કોઈક વાર સાતમે અથવા આઠમે, નવમે, દશમે મહીને જન્મે છે. આઠ માસે જે બચ્ચાનો જન્મ થાય છે તે જીવતું રહેતું નથી. *(તફસીરે બહરે મુહીત ભા. ૮, પેજ–૬૦)*



(૮) મારી અવલાદને નકે બનાવજે. જેનાથી લોકોને હિદાયતનો માર્ગ મળે. તારા બતલાવેલા રસ્તા પર ચાલનારી હોય તો ઈન્સાનને આદેશ આપ્યો કે માં–બાપ તેમજ છોકરા–છોકરીઓ સાથે ભલાઈનો વર્તાવ કરજે. અવલાદના હકો ભુલીશ નહિ. અવલાદને સીધે માર્ગે લગાડવા બાબત મહેનત કરશો. *(તબરી ભાગ ૨૬, પેજ–૧૭)*

વધુ વિગત માટે **''અવલાદના હકો માં–બાપ પર''** વાંચો.

(૯) હમલની વધુમાં વધુ મુદત બે વર્ષ છે. હઝરત આયશહ રદી. ફરમાવે છે કે બે વરસથી એક મિનીટ પણ વધારે ટાઈમ બચ્ચું પેટમાં નથી રહી શકતું. *(તફસીરે મઝહરી સીપારો ૨૬, પેજ–૪૦૪)*

**ફાયદાઓ : નં. એકની વધુ ચોખવત :—** નસબનું હોવું એ પણ અલ્લાહની મોટામાં મોટી નેઅમત છે. શાદીના કારણોમાં એક એ છે કે બીનું વાવેતર ખેતરમાં થવા પછી એની દેખરેખ કાળજી પુરેપુરી કરવામાં આવે. તેથી ફળ સારામાં સારૂં આવી શકે. શાદી પછી ધણી–ધણીયાણીના મિલાપનું ફળ અવલાદ છે. તેના જન્મયા પછી તેના પર પુરેપુરી તકેદારી રાખવામાં આવે અને દીની શિક્ષણ કેળવણી આપી તેને સમાજમાં ફીટ કરી આપવામાં આવે કે પબ્લીક તેને પોતાના માટે લાભકારક સમજે. માટે નસબ બાપ–દાદા ખાનદાન અલ્લાહ તઆલાએ બનાવ્યું. અગર અવરતે મોં કાળું કર્યું, ઝિનાથી હમલ રહી ગયો. શાદી કરી લીધી, પાંચ મહીને, સવા પાંચ મહીને, છ મહીના પુરા થવામાં એક દિવસ બે ત્રણ કલાક ઓછા હશે તો બચ્ચું ધણીનું સાબિત થશે નહિ. હરામી ગણાશે. અને તેની માંના તરફ તેની નિસબત કરવામાં આવશે. પરંતુ શાદી કરી, છોકરો ઈંગ્લેન્ડ, કેનેડા, અમેરિકા અથવા છોકરી દુર રહે છે. તો શાદી થવા પછી છ મહીને બચ્ચું થશે તો ધણીનું ગણાશે.

બન્નેવમાંથી કોઈ વલી હોય. રાત્રે આવી જીમાઅ–સંભોગ કરી ચાલ્યો જાય, જેને તય્યુલ અરદ–જમીનનું લપેટાઈ જવું કહેવામાં આવે છે. જે અલ્લાહવાળાઓ માટે રાત–દિવસ થાય છે. અથવા બન્નેવમાં કોઈ એકના તાબે જીન્ન હોય કે જેનાથી તે આવી જાય, અવરતને ઉંચકાવી લઈ જાય અને સંભોગ કરી પાછી મોકલી આપે. નસબ સહીહ ગણવા બાબત મામુલી (શક) શુબહને પણ ફુકહા (રહ.) એ માન્ય રાખ્યા છે. પરંતુ ધણીએ ખેતરમાં બીનું વાવેતર કર્યુ જ નથી, સંભોગ કર્યો જ નથી, તો તે ઈન્કાર કરી શકે છે. અને ઈન્કાર કરવા પછી લેઆન કરવાથી બચ્ચાને તેની માંના તરફ જ નિસ્બત કરવામાં આવશે અને છુટાછેડા ઈસ્લામી ગવરમેન્ટ કરાવી આપશે. *(શામી, આલમગીરી, મજમઉલ અન્હુર)*

અમુક મુફસ્સિરોએ લખ્યું છે કે મજકુર આયત અબૂબક્ર સિદીક રહ. ની શાનમાં ઉતરી છે. હઝરત ઈબ્ને અબ્બાસ રહ. ફરમાવે છે કે નવ ગુલામોને અબૂબક્રે આઝાદ કર્યા. માં–બાપ અને અવલાદ માટે દુઆ કરી તો અલ્લાહે કુબુલ ફરમાવી. એમના બાવાજી અબૂ કુહાફહ, એમની માં ઉમ્મે ખયર, એમના છોકરા અબ્દુર્રહમાન અબૂબક્રના પોત્રા અબૂ અતીક ઈમાન લાવ્યા અને ચાર–ચાર પેઢી સહાબીય્યતનો દરજો હાસિલ કરી લીધો, જે મરતબો કોઈ પણ બીજા સહાબીને મળી શક્યો નથી. *(તફસીરે મઆલિમુત્તનઝીલ ભા.૬) (લુબાબુત્તાવીલ ભા.૬, પેજ–૧૩૪)*

માં–બાપ, દાદા–દાદી, નાના–નાની, તેમજ ઉસ્તાદો, પીર વિગેરે જેનું પણ એહસાન હોય તેમના માટે દુઆ કરવામાં આવે. તેમના ગુનાહોની માફી બાબત અલ્લાહથી દુઆ કરવામાં આવે.

એ દુઆઓ જેને હમો મામુલી સમજીએ છીએ. અલ્લાહને ત્યાં એની ઘણી જ ઉંચી કીમત છે. જેનું પણ એહસાન હોય, ખુલ્લા મને તેનો ઈકરાર કરવો ઈમાનની નિશાની છે.



સૂરએ બની ઇસરાઈલ, સીપારો (૧૫)

આયતે કરીમહ (૨૩-૨૪-૨૫)

## માં-બાપને તકલીફ આપવું હરામ છે

**આયત ૨૩** : અને તારો પરવરદિગાર હુકમ કરી ચુક્યો છે કે તેના સિવાય કોઈની બંદગી કરો નહિ અને (પોતાના) માં–બાપની સાથે ભલાઈથી વર્તો. અગર તે બન્નેમાંથી એક અથવા બન્ને તારી સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને હું પણ કહેવું નહીં અને તેમને તરછોડ નહિ અને તેમની સાથે બહું અદબથી વાત કર.

**આયત ૨૪** : અને તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝુકીનેજ રહે. અને એવી દુઆ માંગ્યા કર કે હે પરવરદિગાર ! એ બન્ને પર રહમ કર, જેવી રીતે કે એમણે મને નાનપણમાં (કૃપા ભાવથી) ઉછેર્યો છે.

**આયત ૨૫** : તમારા દિલોમાં જે કંઈ છે તેને તમારો પરવરદિગાર ખુબ જાણે છે.જો તમે ભલાઈ કરનાર હશો તો બેશક (તવબા કરી) રજુ થનારાઓને તે બક્ષનાર છે. *(સૂરએ બની ઈસરાઈલ)*

**આયત ૨૩** : **૧.** બાળકને હસ્તીમાં લાવનાર તો ખુદા પાક જ છે. પરંતુ ઝાહિરી સાધનરૂપ માતપિતા હોવાથી ખુદાપાકે કેટલીક આયતોમાં પોતાના હક્કો સાથે માં–બાપનો હક્ક પણ બયાન કર્યો છે. હદીષમાં છે કે,''એવો માણસ ધુળમાં મળી ગયો જેના માં–બાપ હયાત હતાં, છતાં તેણે તેમની સેવા કરી જન્નત ન મેળવી''. માતપિતા સાથે ભલાઈ એ છે કે તેમની હયાતીમાં પ્રેમભાવ સાથે તન, મન, ધનથી સેવા બજાવે. મરણ પછી મગફિરતની દુઆ માંગ્યા કરે. તેમની વસીયતો પૂરી કરે. તેમના દોસ્તોની ઈઝઝત કરે. ભલાઈથી વર્તે. તેમના સગાઓ સાથે પ્રેમભાવથી સદવર્તન રાખે.

**આયત ૨૪: ૨.** વૃદ્ધાવસ્થામાં સેવાની વધુ ઝરૂર હોવાથી તેની તાકીદ કરી કે એવા વખતે સેવામાં જરા પણ પાછી પાની કરે નહિ અને કોઈ પણ વાતમાં ડરાવું ધમકાવું તો બાજુ પર રહ્યું, હું પણ ન કહે. બલ્કે ઘણી જ નમ્રતાથી અને વિવેક–અદબ સાથે વાત કરે.

**આયત ૨૪: ૩.** એટલે મને નાનપણમાં કે ઉછેરતાં, લોહીનું તેમણે પાણી કર્યુ, સંકટો વેઠયા અને આરામ પહોંચાડવા અને તકલીફોથી બચાવવા અથાગ કોશિષો કરી છે. આજે એમની વૃદ્ધાવસ્થામાં તેમજ મરણ પછી એમના ઉપર દયા કરજો.

**તફસીર** : માં–બાપની ફરમાબરદારી ખિદમત કરવા માટે હુકમ આપવામાં આવ્યો, અને જ્યારે બંનેવ અથવા એક કમઝોર અશક્ત–ઘરડા થવાથી અથવા બીમારીને લઈ કમઝોર થઈ જાય. જ્યારે તેઓ ખિદમતના મુહતાજ હોય તો એવા ટાઈમે એમની ખિદમત કરો. ખિદમત કરવામાં શર્મ કરશો નહિં. તમે તેમની સામે તમારી ઝાતને ઝુકાવી દો. તેમની સામે આજીઝ બની મહેરબાની સાથે ખિદમત કરતા રહો. ફક્ત ખિદમત જ નહિં. ખિદમતની સાથે–સાથે માં–બાપના માટે દુઆ પણ કરતા રહો કે મારા સાથે જ્યારે હું નાનું બાળક હતો તો મારા માં–બાપે જેવી રીતે મારી સાથે રહમ–શફકત, મહેરબાની કરી મને મોટો કર્યો એજ પ્રમાણે ઓ મારા પાલનહાર ! મારા માં–બાપ સાથે મહેરબાની કરશો. (અંગ્રેજોના રીતરિવાજોથી બચશો.) છોકરો મોટો થઈ ગયો. શાદી કરી લીધી, જુદા રહી ગયા. માં–બાપ સાથે દરેક સંબંધ તોડી નાંખ્યો અથવા દુરનો સંબંધ રાખ્યો, એનાથી બચશો અને એવું પણ ન કરશો જેવી રીતે આગલી કોમો માં–બાપ ઘરડાં થઈ જાય તેમને દુર પહાડો, જંગલોમાં છોડી આવતા હતા કે તેઓને જાનવર ખાઈ જતા હતા. એવું પણ નહીં કરશો. આગળ અલ્લાહ પાક ફરમાવે છે કે એમની ખિદમત દિલથી ઈખ્લાસથી કરશો.



અલ્લાહ પાક દિલોની વાતોને ખુબ જાણે છે. માટે દિલમાં માં–બાપની ઈઝઝત માટે જગ્યા રાખશો, અગર તમારાથી કોઈ ભુલ થઈ જાય તો અલ્લાહથી તમારી એ ભુલની માફી માંગો. અલ્લાહ પાક એ ભુલને માફ કરી દેશે. માં–બાપના માટે દુઆ માંગતા રહો, કે ઓ અલ્લાહ મારા કમઝોર માં–બાપ ઉપર રહમ કર. તો એ દુઆ કરવાનો હેતુ એજ હોય કે મારા માં–બાપને દરેક રીતે રાહત સુકૂન પહોંચાડશો. આ દુઆથી માં–બાપ માટેની મુહબ્બત હમેશા–હમેશા દિલમાં જોશ મારતી રહેશે. માં–બાપ મુસલમાન હોયતો તેમની મગફિરત માટે દુઆ માંગવાની છે. કાફિર હોય તેના ઈમાન માટે દુઆ માંગવી જાઈઝ છે. મગફિરત માટે દુઆ માંગવી જાઈઝ નથી.

**મસઅલા :**

(૧) માં–બાપ માટે ઉમ્રમાં એક વાર દુઆ માંગવી વાજિબ છે.

(૨) માં–બાપને ઉફફ કહેશો નહિં. એનો અર્થ એ છે કે જે શબ્દથી તકલીફ પહોંચે એ શબ્દ બોલશો નહિં. ઉ–આં વિગેરે.

(૩) વાત વર્તનથી કોઈ પણ રીતે તકલીફ પહોંચાડવું હરામ છે.

(૪) બાપની ઈઝઝત ફક્ત જાહેરમાં જ નહીં દિલમાં પણ એમની ઈઝઝત હોવી જોઈએ.

(૫) હરહંમેશા અદબ જાળવી, નરમી, મિઠાશથી વાતો કરશો.

(૬) તફસીરે રઉફીમાં લખ્યું છે કે માં–બાપનું નામ લઈ બોલાવશો નહીં. માલિકના સામે ગુલામ નોકર જે પ્રમાણે ગરદન ઝુકાવી રાખે છે એ જ પ્રમાણે માં–બાપની સામે ગરદન ઝુકાવી રાખશો. (પેજ ૭૯૦) એ જ તફસીરમાં લખ્યું છે કે અલ્લાહના હકો સાથે જ માં–બાપના હકો બતલાવ્યા છે. અને હદીપોમાં પણ એજ મુજબ મઝમુન આવ્યો છે.

(૭) અલ્લાહનું ખુશ થવું માં-બાપના ખુશ થવા ઉપર આધાર રાખે છે. માં-બાપનું નારાઝ થવું અલ્લાહને નારાઝ કરવા સમાન છે.

બીજી હદીષમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું છે શું તમોને મોટામાં મોટો ગુનોહ નહિં બતલાવું ? અલ્લાહ સાથે ભાગીદાર કરવું (માનવું) અને માં-બાપની નાફરમાની કરવી છે.

એક હદીષમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે જન્નતની ખૂશ્બુ એક હઝાર વર્ષની દુરીથી આવે છે. પરંતુ જે માં-બાપનો નાફરમાન છે તે જન્નતની ખૂશ્બુ પણ શુંઘશે નહિં (હદીષ).

એક હદીષમાં છે કે એક છોકરાએ આવી તેના બાપની શિકાયત કરી કે મારો બાપ મારા માલને લઈ લે છે. રસૂલુલ્લાહ સ.અ.વ. એ બાપને બોલાવી માલ લેવા બાબત સવાલ કર્યો. બાપ અશક્ત કમઝોર ઘરડો હતો. તેણે કહ્યું અલ્લાહના રસૂલ સ.અ.વ. આ નાનું બચ્ચું હતું. હું મજબુત અને માલદાર હતો, છોકરો જે માંગતો તે હું આપતો. તેના માટે ખર્ચ કરતો. હું રાજીખુશીથી આપતો હતો, આજે હું કમઝોર અશક્ત ફકીર બની ગયો. છોકરો માલદાર મજબુત હોઈ આજે મને માલ આપતો નથી. રસૂલુલ્લાહ સ.અ.વ.ની મુબારક આંખોથી આંસુ નીકળી પડયાં. અને ફરમાવ્યું કે આ કિસ્સો અગર પત્થર સાંભળી લે તો પણ રડે. ત્યારબાદ છોકરાને ફરમાવ્યું કે તું અને તારો માલ તારા બાપના છે.

આ હદીષથી ઉલમાઓ ઘણા જ મસ્અલા કાઢયા છે.

(૮) બાપ ગરીબ ફકીર હોય, કમાવવા ઉપર તાકાત ધરાવતો નહીં હોય, છોકરા ઉપર બાપનો ખર્ચ વાજિબ છે, છોકરાએ બાપનો ખર્ચ ઉઠાવવો પડશે.



(૯) બાપ જ્યારે કમાવવા ઉપર તાકાત નથી ધરાવતો તો માં નો ખર્ચ પણ વાજિબ થશે.

(૧૦) છોકરો અદા નહીં કરે ખર્ચ નહીં આપે તો માં-બાપ જબરદસ્તી થી તેના ઘરેથી કોઈ ચીઝ ખર્ચ મુજબ લઈ લેશે, તો ગુનેહગાર થશે નહિ.

(૧૧) તફસીરે અબી સઉદમાં લખ્યું છે માં-બાપને ઈઝઝતથી બોલાવો. (નીચે લખ્યું છે કે ઓ મારા બાપ ! ઓ મારી માં !) માં-બાપનું નામ લઈ બોલાવવું જાહિલી, બજારી, બેવકુફ લોકોનું કામ છે, કારણકે હઝરત ઈબ્રાહીમ અ.સ. ના બાપ કાફિર હતા તો પણ હઝરત ઈબ્રાહીમ અ.સ. એ જ્યારે બોલાવ્યા 'યા અબતે' ઓ મારા પિતાના નામથી બોલાવ્યા હતા.

(૧૨) ફુઝયલ ઈબ્ને અયાઝને પુછવામાં આવ્યું કે, માં-બાપ સાથે નેકી શું છે ? જવાબ આપ્યો કે એમની ખિદમતમાં સુસ્તી નહિં કરો. આજકાલ ઉપર તેના હુકમને મવકુફ નહિં રાખો તુરંત જ તેમની મરજી મુજબ હુકમ થવાથી કામ કરી લો. માં-બાપ સાથે ભલાઈ એ છે કે, તારી અવાજ એમના અવાજ ઉપર ઉં-આ ન હોય. જ્યાં સુધી જીવતા રહે, એમનું કહેવું માનજો અને બાતિન અંદર-બહાર દરેક રીતે એમનું કહેવું માનજો. આજે કમ અક્કલ ઘણા નવજુવાનો જાહેરમાં દેખાવમાં, જી હાં, તમારી મરજી મુજબ કામ કરીશ અને માં-બાપથી અલગ થયો, જુદો થયો મરજી મુજબ કામ કરે છે, અથવા અવરતને માં-બાપનું કહેવું માનવા માટે જાહેરમાં કહે છે. અને કાનમાં અવરતને કહે છે કે, ડોશા-ડોશી, ડગરા-ડગરીની વાતને માનવાની જરૂરત નથી. આ મુનાફિકતથી બચશો. એવી અવલાદ નાફરમાન છે.

ઉ- ન કહો. તફસીરે તબ્રીમાં લખ્યું છે કે માં-બાપથી એવું કામ જુઓ જેથી તમોને અથવા લોકોને તકલીફ થતી હોય તો તમો તેમની બે અદબી કરશો નહિં સબ્ર કરશો.

જેવી રીતે તમો નાના હતા. બાળકો બે-અદબીના ઘણાં કામો તેમજ લોકોને, માં-બાપને તકલીફ આપનારા કામો કરે છે. છતાં પણ માં-બાપ સબ્ર કરે છે. એવી રીતે માં-બાપ તેમની ઉમ્રને સબબે કામકાજ તમારી મરજી વિરુદ્ધ કરી લે તો સબ્ર કરશો. તેમને તકલીફ ડાંટ-ડપટ ધુતકારશો નહીં. *(ભાગ-૧૫, પેજ-૬૩)*

મુજાહિદ અને ઈબ્ને જારયજ લખે છે કે માં-બાપ ઘરડાં થઈ જવાથી પેશાબ-પાખાનું, કપડાં, પલંગ ઉપર, બિસ્તરમાં થઈ જાય તો તેમને લાનતાન કરશો નહિં. જેવી રીતે તમો નાના હતા ત્યારે તે તમારો પેશાબ અને પાખાનું સાફ કરતાં હતાં. તેઓ ગુસ્સે નહિં થતા હતા. તો તમો પણ તેમના ઉપર ગુસ્સે થશો નહીં. *(કુર્તુબી ભાગ-૧૧, પેજ ૬૪)*

માં-બાપ સાથે સારી મીઠી નરમ વાતો કરશો તેમને ખુશ કરનારા બોલ બોલો. તેમને હેઠા નહિં પાડો આજની ભાષામાં માં-બાપને વાતચીતમાં તોડી નહીં પાડો.

હઝરત ઉમર રહ. એ એની તફસીરમાં ફરમાવ્યું કે માં-બાપજે માંગે, વિચાર કરે તેમને રોકો નહિં. કપડાં ખોરાક તેમજ બીજી બાબત અંગે તેમને જે જોઈએ તે આપો.

બીજી રિવાયતમાં છે કે ઉરવહ ઈબ્ને ઝોબયર રહ. એ ઉપર મુજબ તફસીર કરી છે. *(તફસીર તબરી ભા-૧૧, પેજ-૬૫)*

માં-બાપ માટે ઝિલ્લત આજિઝી કરો અને માં-બાપના માટે દુઆ માંગો કે અલ્લાહ એમના ઉપર રહમ ફરમાવ, જેવી રીતે તમારી પરવરિશ



નાનપણમાં કરી હતી. અલ્લામહ કુર્તુબી આ આયતની તફસીરમાં લખે છે કે માં-બાપ જે માંગે, જે પસંદ કરે, જે બાબત એમનું દિલ ચાહે કરવા દેશો, રોકશો નહિ. *(ભા. ૧૫, પેજ-૬૬)*

બાપ ઘરડો થવાથી ખિદમતના માટે ઝરૂરત હોવાથી શાદી કરવા માંગે તો અમુક જાહિલ-નાલાયક અવલાદ મના કરે છે. જે હરામ છે. એવીજ રીતે મર્દ અમુક વાર તંદુરસ્ત હોવાથી શાદી કરવા વિચાર કરે. અવરત મરણ પામી હોય કે બીમાર રહેતી હોય તો શાદીથી રોકે છે. જે હરામ છે. એવી જ રીતે માં પણ જુવાન અધેડ હોય સંજોગો અનુસાર શાદી કરવા વિચાર કરે છે તો તેને દીકરા-દીકરીઓ બુરૂં ખરાબ સમજે છે. જે હરામ છે. માં-બાપ શરીઅતના કાનુન મુજબ શરીઅતની હદમાં રહી કામ કરવા માંગે તો રોકવું નાજાઈઝ અને હરામ છે.

એમને એમની તબીયતથી જે ચાહે કામ કરવા દો. તમો રોકો નહિં.

હઝરત કતાદહ કહે છે કે એક દિવસ રસુલુલ્લાહ સ.અ.વ. તશરીફ લાવ્યા હોય લાંબા કરી ઉંચા અવાજે જોરથી દુઆ માંગી રહ્યા હતા. કે જે માણસને પોતાના બન્ને (માં-બાપ) અથવા એકનો ઝમાનો મળ્યો ત્યાર પછી પણ જહન્નમમાં ગયો તો તે હલાક બરબાદ થઈ ગયો.

*(તફસીરે તબરી પેજ-૬૭)*

જે માણસ માં-બાપ સાથે નાની પણ ભલાઈ સુલુકાઈ કરશે તેને ઘણો જ મોટો બદલો મળશે.

આયત 'લિલ અવ્વાબીના ગફુરા' અવ્વાબ જે છોકરો માં-બાપના હકો અદા કરવામાં જલ્દી કરતો હોય કોઈક વાર ભૂલ થઈ જાય તો અલ્લાહ પાક તેની પકડ કરશે નહીં. માફ કરી દેશે. ઉલમાએ મુફસ્સિરીનના બીજા અનેક મંતવ્યો છે. જેને રજુ કરું છું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે

છે કે અલ્લાહ પાકની તસબીહ પઢનારાઓ છે. જેને અલ્લાહ મુઆફ કરી દેશે.

હઝરત કતાદહ કહે છે કે અવ્વાબ નમાઝ પઢનારા છે. હરહંમેશા નમાઝ પઢનારાઓને અલ્લાહ પાક મુઆફ કરી દેશે.

ઈબ્ને મુનકદિર કહે છે કે મગરિબ અને ઈશાની વચ્ચે મગરિબની સુન્નતો પછી જે નમાઝ અવ્વાબીનના નામથી (૬–રકઅત)પઢવામાં આવે છે. તેના માટે એ હુકમ છે.

ઉકયલી રહ. લખે છે કે અવ્વાબનો અર્થ ચાશ્તની નમાઝ છે. ચાશ્તની નમાઝ પઢનારાઓને માફ કરી દેવામાં આવશે.

હઝરત સઈદ ઈબ્નુલ મુસય્યિબ રહ. કહે છે કે ગુનોહ થઈ જવા પછી તવબા કરવું જરૂરી છે. ગુનોહ થઈ જાય ત્યારે તવબા કર્યા કરે. એવા માણસને અલ્લાહ પાક માફ કરી દેશે. *(તફસીરે તબરી ભા. ૧૫, પેજ ૬૮ થી ૭૧)*

''રબ્બે ઈરહમ હુમા'' તફસીરે મઝહરીમાં લખ્યું છે કે ફકત ફાની ચીઝો માટેજ કોશિશ અને દુઆ માંગવા પર સંતોષ નહીં કરી લે. જે નેઅમતો હંમેશા બાકી રહેનાર છે તે પણ માં–બાપ માટે માંગે અલ્લાહની રહમત મગફિરત તેના માટે પણ દુઆ કરતો રહેજે કે, અલ્લાહ મારા માં–બાપે મારી સાથે જે પ્રમાણેનો પ્યાર રહમત ખિદમત કરી છે, તેવી જ રીતે તેનાથી વધુ રહમત મારા માં–બાપ ઉપર કરશો. *(ભા. ૧૫, પેજ–૩૫)*

યાદ રહે કે માં–બાપ મુસલમાન હોય તો જ દુઆ માંગવાની છે. કુફ–શિર્કની હાલતમાં મરણ થયું હોય તો દુઆ માંગવી હરામ છે.

તફસીરે ખાઝિનમાં લખ્યું છે કે તમો નેક છો. માં–બાપના હકો અદા કરતા રહો છો. ગુસ્સાની હાલતમાં કોઈક વાર માં–બાપની બે અદબી થઈ



જાય, જે ઇન્સાની તબીઅતનો તકાઝો છે. અને એનાથી માં–બાપને તકલીફ પહોંચી. ત્યારબાદ તમોએ માં–બાપ પાસે આવી મુઆફી માંગી તો અલ્લાહ તઆલા તમારી ભૂલને મુઆફ કરી દેશે. *(ખાઝિન ભા. ૫, પેજ–૨૭)*

## માં-બાપ સાથે સુલુક વર્તન બાબત પાંચ હુકમો આપ્યા છે

(૧) કોઈ પણ અપશબ્દ જેનાથી માં–બાપને દુઃખ થાય, તકલીફ થાય તે હરામ છે.

(૨) માં–બાપ કોઈ કામ કરી લે જે તમોને પસંદ ન હોય અને તે કામ જાઈઝ હોય, પરંતુ તમારી મરજી વિરુદ્ધ છે, તો તમો તેમને લાન–તાન કરશો નહિ. લાન–તાન હરામ છે. જે રાત–દિવસ જોઈ રહ્યા છીએ. વેપારી તેમજ ખેડુત મામુલી–મામુલી કામો, વાતો ઉપર માં–બાપને ઠપકો આપે છે. જે હરામ છે.

(૩) અદબ સાથે તેમને બોલાવો. અદબ પૂર્વક તેમની સાથે સુલુક કરો.

(૪) તમો તેમની સાથે આજિઝીથી રહો. તમો તમારી સર્વ મન પસંદ વાતોને ત્યજી દઈ, તમારી ઝાતને માં–બાપના તાબેદાર બનાવો. તેઓ જે કામ કરવા માંગે તો તેમને રોકશો નહિં.

(૫) તેમના માટે દુઆએ મગફિરત માંગતા રહેશો.

*(તફસીરે ખાઝિન ભા. ૫, પેજ–૧૨૬)*

માં–બાપને 'ઉફફ' ન કહો. મુજાહિદ રહ. કહે છે કે ઘરડા થવાથી પેશાબ અથવા પાખાનું થઈ જાય તો ઉ–આં ન કરો. કારણ કે તમો નાના હતા તો બિસ્તરામાં પેશાબ–પાખાના કરી જ દેતા હતા.

હઝરત હસન (રદી.) ફરમાવે છે કે 'ઉફફ'થી પણ કોઈ નાનો શબ્દ હોય તો પણ માં–બાપને કહેવું હરામ છે. *(તફસીરે દુર્રે મનશુર ભાગ ૪, પેજ–૧૭૧)*

હઝરત હસન ઈબ્ને અલી (રદી.) ફરમાવે છે કે માં–બાપ સાથે બેહતરીન ભલાઈ એ છે કે તમારી પાસે જે માલ–મિલકત છે. તે એમના ઉપર ખર્ચ કરો. તેમનું કહેવું માનો. જ્યાં સુધી ગુનોહ ન હોય. હઝરત આયશાહ (રદી.) કહે છે કે એક માણસ આવ્યો, તેમની સાથે એક ઘરડો માણસ હતો. રસૂલુલ્લાહ સ.અ.વ.એ પૂછયું કે આ કોણ છે ? જવાબ આપ્યો કે મારા પિતા છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું એમના આગળ ચાલશો નહિં. એમના બેસવા પહેલાં બેસતા નહિ. એનું નામ લઈ બોલાવશો નહિં. એને લાન–તાન કરશો નહિં. *(દુર્રે મનસુર ભા.૪, પેજ–૧૭૧)* હઝરત ઉરવહ કહે છે કે માં–બાપ તારા ઉપર ગુસ્સે થાય તો તીખી, તેજ નઝરથી એમને જોતો નહિં. નઝર નીચી કરી લેજે.

હઝરત આયશાહ રદી. ફરમાવે છે કે જે છોકરો તેના માં–બાપને તીખી તેજ નઝરથી જુએ છે, તે છોકરો સુલૂક કરનારો નથી. ઝુહયર ઈબ્ને મુહમ્મદ કહે છે કે માં–બાપ ગાળ, ગલોચ કહે, અપશબ્દો બોલે, લાન–તાન કરે તો પણ તું તેમના માટે દુઆ કરતો રહેજે કે અલ્લાહ પાક તને માફ કરે, રહમ કરે.

ઈમામ બુખારી રહ. એ અદબે મુફરદમાં લખ્યું છે કે હઝરત અબુ હુરયરહ રહ. તેમની માં સાહિબાના દરવાજે આવી કહેતા 'અસ્સલામો અલયકા યા ઉમ્મતહ વ રહમતુલ્લાહે વ બરકાતુહુ' તો માં જવાબ દેતા કે અલ્લાહ પાક તરફથી સલામતી, રહમત, બરકત તમારા ઉપર પણ વરસે ઓ મારા બેટા. હઝરત હબુ હુરયરહ રદી. ફરમાવતા કે ઓ મારી માં ! અલ્લાહની રહમત તમારા ઉપર વરસે કે તમોએ મારી પરવરિશ કરી જયારે હું નાનો



હતો. તો માં એ જવાબ આપ્યો કે અલ્લાહ પાક તારા સાથે ભલાઈ નેકી કરે જેવી રીતે તેં મોટા થવા પછી મારી સાથે ભલાઈ કરી.

*(તફસીરે દુર્રે મન્સુર ભા. ૪, પેજ–૧૭૧)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રહ. એ ફરમાવ્યું કે મેં રસૂલુલ્લાહ સ.અ.વ. ને સવાલ કર્યો. કયું કામ સારામાં સારૂં છે ? તો જવાબ આપ્યો કે માં–બાપ સાથે સારો વર્તાવ કરો.

## માં-બાપનો અદબ જાળવવા માટે ફુકહાના મંતવ્યો વાંચો

(૧) માં–બાપ અગર દેવળ–મંદિર લઈ જવા કહે તો લઈ જવું જાઈઝ નથી. ત્યાં જવા પછી મુસલમાન છોકરાને બોલાવે કે મને મંદિર, દેવળ, ગિરજાથી ઘરે લઈ જા તો ત્યાંથી ઘરે લઈ જવું જાઈઝ છે.

(૨) તેમને દારૂ–તાડી પીવા માટે નહીં આપે. પીધા પછી ગ્લાસ આપે તો લઈ લે.

(૩) સુવ્વરનું ગોસ્ત બજારેથી લાવી નહીં આપે. આગ સળગાવવા માટે કહે તો સળગાવી આપે. જો કે છોકરાને જાણ હોય કે સુવ્વરનું ગોસ્ત પકાવશે. *(તફસીરે કશ્શાફ ભા.૨, પેજ–૬૬૦)*

બાપ કાફિર હોય તો પણ તેમના હકો છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. કહે છે કે માં–બાપની ખિદમત જિહાદ બરોબર છે. ફરમાવે છે કે એક માણસ હુઝુર સ.અ.વ. ની ખિદમતમાં આવ્યો. જિહાદમાં જવા વિચાર કરી રહ્યો હતો. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ પૂછયું શું તારા માં–બાપ હયાત છે ? જવાબ આપ્યો કે જી હાં. તો રસૂલુલ્લાહ સ.અ.વ.

એ ફરમાવ્યું કે જા તેમની ખિદમત કર. તેમની ખિદમત જિહાદ સમાન છે. (હદીષ)

હઝરત મુઆવિયહ ઈબ્ને જાબિર પોતાના બાપ જાબિર રહ. થી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ સ.અ.વ.ની ખિદમતમાં હું જિહાદ બાબત મશ્વરો કરવા માટે આવ્યો. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે શું તમારી માં હયાત છે ? મેં જવાબ આપ્યો, જી હાં, હયાત છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે જાવ, તેમની હંમેશા ખિદમત કરતા રહો. કારણ કે જન્નત માં ના કદમોની નીચે છે. હઝરત તલહા રદી. ની રિવાયતમાં એટલો વધારો છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ત્રણ–ત્રણવાર ફરમાવ્યું કે જન્નત માં ના કદમોના નીચે છે, પરંતુ હદીષ જુદી છે. હઝરત અનસ રદી. થી રિવાયત છે કે એક માણસે રસૂલુલ્લાહ સ.અ.વ.ની ખિદમતમાં આવી કહ્યું કે હું જિહાદ કરવા વિચાર રાખું છું, પરંતે જિહાદ કરવા માટે તાકાત નથી. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું શું તમારા માં–બાપ માંથી કોઈ બાકી છે ? તો કહ્યું કે મારી માં હયાત છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું, માંના હકો અદા કરવામાં અલ્લાહથી ડરતા રહો. જ્યારે તમો એના હક અદા કરી લેશો. તો માનો હક અદા કર્યો સમજો. હજ– ઉમરહ જિહાદ કરવા બરાબર છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. કહે છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું તારું બિસ્તરા ઉપર તારા માં–બાપ સામે સૂવું કે તું તારા માં–બાપને હંસાવે અને તું હંસે એ અલ્લાહના રસ્તામાં જિહાદથી બેહતર છે (હદીષ). હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. કહે છે કે એક મોટો તાઝો માણસ હમારા સામેથી પસાર થયો. અમારામાંથી એક માણસે કહ્યું કે, આ માણસ જિહાદમાં જતે તો કેટલું સારું ! રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે એ માણસનાં માં–બાપ કમઝોર ઘરડાં હોય તેમના માટે



મહેનત મજુરી કરતો હોય તો એ જિહાદ ફી સબીલિલ્લાહથી બેહતર છે. બનવા જોગ છે કે પોતાની ઝરૂરત ના માટે મહેનત કરતો હોય તો એ પણ અલ્લાહનાં રસ્તામાં મહેનત કરવા બરાબર છે. *(આ સર્વ હદીષ તફસીરે દુર્રે મનષુરમાં અલ્લામહ સૂયૂતી રહ.એ લખી છે, ભાગ ૪, પેજ–૧૭૩)*

ઉપરની રિવાયતોથી સાબિત થયું કે માં–બાપને નાનામાં નાની તકલીફ આપવી દિલ દુભાવવું હરામ છે.

## માં-બાપની ખિદમત જિહાદથી બેહતર છે

જે માણસો નેક કામોમાં લાગેલા છે. તેમને હકીર ઝલીલ નહીં સમજો. અલ્લાહની ખુશી રઝામંદી હાસિલ કરવાના ઘણાં રસ્તાઓ છે. જેમનું જે બાબત દિલ લાગે, શકિત હોય, ખિદમત કરતો રહે. કોઈ તબ્લીગની લાઈનથી, કોઈ દર્સો તદરીસની લાઈનથી, કોઈ મદ્રસા દારૂલ ઉલૂમનો વહીવટ કરી, અલ્લાહની ખુશી હાસિલ કરે, કોઈ એકબીજાને હકીર ઝલીલ ન સમજે. બેઈઝઝત નહીં કરે એ હરામ છે. જેથી અદાવત દુશ્મની હસદકીનો પેદા થાય છે. જે જાહિલો અને શયતાનોના રસ્તા છે. જે રસ્તેથી શયતાન નેક લોકોને ગુમરાહ કરે છે.

ઉપર ચાર આયતોની તફસીર તમો પઢી ચુકયા. દારૂલ ઉલૂમ ફલાહે દારેનમાં જેટલી પણ તફસીરો હતી તે તફસીરોમાંથી ઉલમાએ મુફસ્સિરીન રહ. એ લખેલા મોતીઓમાંથી મવજુદહ સમયનો ખ્યાલ રાખી તે મોતીઓ વીણી તમારી સમક્ષ રજુ કર્યા છે.

હવે આપ સમક્ષ રસૂલુલ્લાહ સ.અ.વ.ની મુબારક હદીષો અને તેમાં પણ ઈમામુલ મુહદ્દિષીન ઈમામ બુખારી રહ. તેમજ બીજા ઉલમાએ મુહદ્દિષીન રહ. એ જે હેદિંગો લખ્યાં છે તે હેડીંગો થોડા ફેરફાર સાથે રજુ કરી રહ્યો છું.

## ભલાઈ કરવામાં સૌથી મહાન હક માંનો છે

એક સહાબીએ રસૂલુલ્લાહ સ.અ.વ. ની ખિદમતમાં આવી સવાલ કર્યો કે અલ્લાહના રસૂલ સ.અ.વ. મારા સારા વર્તાવનો વધુ હકદાર કોણ છે ? તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે તારી માં, ત્યારબાદ સવાલ કર્યો કે પછી કોણ ? રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે તારી માં, ત્યાર બાદ સવાલ કર્યો કે પછી કોણ ? તો જવાબ આપ્યો કે તારી માં, ત્યાર બાદ સવાલ કર્યો તો જવાબ આપ્યો કે તારા પિતા. *(બુખારી શરીફ ભા. ૨, પેજ–૮૮૩)*

'તબ્રાની' ની રિવાયતમાં છે કે એક માણસે આવી સવાલ કર્યો કે અલ્લાહના રસૂલ સ.અ.વ. મારા માં–બાપ તેમજ બાલ–બચ્ચાંઓ છે, મારી સુલુકાઈનો સૌપ્રથમ હકદાર કોણ ? રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો તારી માં અને તારા પિતા, તારી બહેન, તારો ભાઈ અને જે પાસેનો સગો હોય. *(ઉમદતુલ કારી ભા.૨૨, પેજ–૮૩)*

રસૂલુલ્લાહ સ.અ.વ. એ માં સાથે સુલુકાઈ કરવા બાબત ત્રણ વાર ફરમાવ્યું, ચોથી વાર બાપનો સમાવેશ કર્યો. કારણકે માંએ અવલાદના માટે ઘણી જ મુસીબતો, તકલીફો, પરેશાનીઓ ઉઠાવી છે અને એ મુસીબતો, તકલીફોમાં બાપ ભાગીદાર બની શકતો જ નથી. હમલ, જન્મ વખતની તકલીફો, દૂધ પીવડાવવાના સમયની તકલીફો આ ત્રણેય પરેશાનીઓમાં બાપ ભાગીદાર બનવા લાયક નથી. ત્યાર બાદ તરબિયત, કેળવણી એમાં બંનેવ ભાગીદાર બને છે. એ માટે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ત્રણવાર માં સાથે સુલુકાઈ કરવા બાબત વારંવાર ધ્યાન અપાવ્યું. *(ઉમદતુલ કારી ભાગ–૨૨, ફત્હુલ બારી ભા. ૧૩, પેજ–૫)*

'ઈમામ અહમદ' તેમજ 'ઈબ્ને માજહ' એ રિવાયત નકલ કરી છેકે



રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે અલ્લાહપાક તમોને તમારી માંઓના હકો અદા કરવા બાબત હુકમ કરે છે. તમોને તમારી માંઓના હકો અદા કરવા બાબત હુકમ કરે છે. તમોને તમારી માંઓના હકો અદા કરવા બાબત હુકમ કરે છે. તમોને તમારા બાપોના હકો અદા કરવા બાબત હુકમ કરે છે. *(ફત્હુલ બારી ભા. ૧૩, પેજ–૫)*

મઝકુર હદીષોની રોશનીમાં અલ્લામહ મુહાસિબી લખે છે કે માંની સાથે ભલાઈ અને માંની વાતો બાપના ઉપર ફઝીલત ધરાવે છે. અને એના ઉપર ઉલમાનો ઈત્તેફાક છે. *(ઉમદતુલ કારી)*

અલ્લામહ કુર્તુબી લખે છે કે માં સુલુકાઈ બાબત અવલાદ પર બાપ કરતાં વધુ હક રાખે છે.

માં અને બાપના હુકમોમાં ટકરાવ થાય તો માં ના હુકમને તરજીહ આપે (ફત્હુલબારી) કાઝી ઈયાઝ રહ. લખે છે કે સર્વ ઉલમાનો મત એજ છે કે માંનો હક સુલુકાઈ બાબત બાપ કરતાં વધુ છે.

મઝકુર ઉલમાના મંતવ્યો પછી મસાઈલના નિષ્ણાંતનો ફતવો એ છે કે માંનો હક ખર્ચ–પાણી બાબત સુલુકાઈ કરવામાં બાપના ઉપર પણ વધુ અધિકાર રાખે છે.

અને હુકમો માનવા બાબત બાપના હુકમો ઉપર અમલ કરે. કારણ કે ખર્ચ–પાણી, કપડાં, ચીથડાં બાબત માં–બાપના તાબે છે માટે માં–બાપની મુહતાજ હોવાથી એ બાબત માંનો ખ્યાલ બાપ કરતાં વધુ રાખે. કારણ કે માં કમાઈ કરવા ઉપર તાકત ધરાવતી નથી. ત્યારબાદ કમાયેલા માલ ઉપર બાપનું વર્ચસ્વ છે. માં ને તો બાપ આપશે તો ખાશે પીશે. અને માંનો હક વધુ હોવા બાબત કુર્આન શરીફે સાફ–સાફ બતલાવી આપ્યું કે ત્રણ તકલીફો ઉઠાવી છે અને ત્રણમાંથી બેમાં તો માંનુ લોહી ચુંસી–ચુંસી

અવલાદની પરવરિશ થાય છે. પેટમાં ખોરાક માંનુ લોહી છે. દૂધ એ ઉમદા ખોરાક માંના બદનથી પેદા થાય છે. તો જે માંએ અવલાદને લોહી દૂધથી ખોરાક આપ્યો એનો ખ્યાલ ઘણો મોટામાં મોટો છે ત્યાર બાદ બાપનો, કારણ કે પાલણપોષણમાં બાપ–માંનો ભાગીદાર છે ત્યાર બાદ બહેન અને ભાઈ અને ત્યાર બાદ જે જે નઝદીકના સંબંધીઓ છે તેનો હક છે. એ માટે જ ઉલમાઓએ લખ્યું છે કે માંની સાથે મહેરબાની રહમતની વર્તણુંક કરવાથી રોઝીમાં બરકત થશે.

## માં-બાપને સતાવવાથી બદસુલુકી કરવાથી ફકીરી-મોહતાજી આવશે

માં કમઝોર છે. તેમની સાથે બદસુલુકી કરશો તો રડી, કાકલુદી કરી બેસી રહેશે. તેથી માં કમઝોર અશક્ત હોવાથી એની સાથે સુલુકાઈ કરવા બાબત વારંવાર તાકીદ કરી.

બાપ મજબુત તાકતવાન છે. તેમના હકો અદા નહીં કરશે તો હેન્ટરના જોરથી પણ વસૂલી લેશે અથવા ગાળગલોચ, લડાઈ, ઝઘડો કરી પણ અવલાદને મજબુર બનાવશે.

આ માટે કમઝોર અશક્ત માંના હકો અદા કરવા બાબત રસૂલુલ્લાહ સ.અ.વ. એ ત્રણવાર તાકીદ ફરમાવી.

માં–બાપ બંનેના હકો અદા કરતો રહે. બંનેની વાતો માનતો રહે, બેમાંથી કોઈ એકને એમ નહીં થવું જોઈએ કે મારી વાત માનતો નથી. અવલાદની ઝિમ્મેદારી છે કે બંનેને સમાન સમજી, બંનેમાં અંતર કરવાથી, કરાવવાથી દુર રહે. નહીં તો અમુક નાલાઈક અવલાદ માં–બાપમાં પણ અંતર, લડાઈ ઝઘડો કરાવી પોતાની આખિરત બરબાદ કરે છે. કોઈક વાર એવી બાબતો



ઉભી થાય તો માંને ખર્ચ–પાણી છાની છૂપી આપી દે. બાપને ખબર નહીં થવા દે, કે બાપ નારાજ થાય.

માંને ધીમેથી એકાંતમાં સમજાવી બાપના હકો અને ધણીના હકો સમજાવી માં–બાપમાં તઅલ્લુક મુહબ્બત બાકી રાખવા મહેનત કરે.

કોઈક વાર માં સાહેબાની હુકુમત હોય તો બાપને ચુપચાપ આપતો રહે.

સારાંશ કે બન્નેના હકો અદા કરતો રહે. કોઈ એકને પણ નારાજ નહીં કરે. બાપના હુકમમાં માં ને ભાગીદાર નહીં બનાવે. બાપની ઈઝઝત, માન,મરતબો વિગેરે સમજાવી બાપના હુકમ અનુસાર ચાલવા માટે પોતાને માં સમક્ષ મજબુર લાચાર જાહિર કરી બાપના હુકમ ઉપર ચાલી દીન–દુન્યા કામિયાબ બનાવે.

## માં-બાપની ખિદમતથી જન્નત મળશે

હઝરત તલહા ઈબ્ને મુઆવીયહ રદી. કહે છે કે હું નબીએ અકરમ સ.અ.વ. પાસે આવ્યા અને કહ્યું કે અલ્લાહના રસુલ સ.અ.વ. હું જિહાદનો વિચાર કરું છું. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું, "શું તારી માં હયાત છે? મેં કહ્યું "જિ હાં, તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે તું તેનાં પગોને પકડી લે જન્નત ત્યાં છે. *(તબ્રાની)*

હઝરત અબુ ઉમામહ રદી. થી રિવાયત છે કે એક માણસે આવી કહ્યું ઓ અલ્લાહ નાં રસૂલ સ.અ.વ. ! માં–બાપનો એની અવલાદનાં ઉપર શું હક છે? તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે તે બન્નેવ તારી જન્નત અને જહન્નમ છે. *(ઈબ્ને માજહ શરીફ)*

હઝરત જામિઅહ રદી. રસૂલુલ્લાહ સ.અ.વ. ની ખિદમતમાં આવ્યા અને કહ્યું કે અલ્લાહનાં રસૂલ સ.અ.વ. મેં જિહાદમાં જવા વિચાર કર્યો છે અને હું તમારી પાસે મશ્વરો લેવા આવ્યો છું. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે શું તારી માં હયાત છે ? જવાબ આપ્યો કે જી હાં. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે જા, તું તેની ખિદમત કરવી તારા ઉપર જરૂરી ઠેરવી લે. જન્નત તેનાં પગ પાસે છે. *(નસઈ શરીફ)*

'તબરાની' માં શબ્દો નીચે મુજબ છે :

રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે શું તારા માં–બાપ હયાત છે ? જવાબ આપ્યો કે જી હાં. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ હુકમ કર્યો કે તેમની ખિદમતને જરૂરી ઠેરવી લે. કારણકે જન્નત એમનાં પગોની નીચે છે.

*(તબ્રાની)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ રદી. થી રિવાયત છે કે અલ્લાહની રઝા બાપના રાજી રહેવામાં છે અને અલ્લાહની નારાઝગી બાપની નારાઝગીમાં છે. *(તિરમિઝી શરીફ)*

હઝરત આઈશહ રદી. થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું. હું જન્નતમાં દાખલ થયો તો મેં તેમાં કુર્આન શરીફ સાંભળ્યું. (ખ્વાબનો કિસ્સો છે) મેં સવાલ કર્યો કે આ કોણ પઢી રહ્યો છે. જવાબમાં કહ્યું કે હારિષહ ઈબ્ને નુઅમાન છે (તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું) આજ પ્રમાણે માંઓ સાથે નેકી ભલાઈ કરતા રહો, આજ પ્રમાણે માંઓ સાથે નેકી ભલાઈ કરતા રહો. એવણ એમની માં સાથે ઘણી જ નેકી કરનારા હતા. *(શરહે સુન્નહ)*





## નબીઓનાં ખ્વાબ હુજ્જત છે

**ફાયદા :**

(૧) ઉંઘમાં પણ વહી એમની પાસે આવતી હોય છે. એ માટે રસૂલુલ્લાહ સ.અ.વ.નું ફરમાન છે મારી આંખો ઉંઘે છે, દિલ ઉંઘતું નથી, દિલ હંમેશા જાગતું રહે છે.

(૨) માંની સાથે નેકી કરવાથી એવણ જન્નતમાં ગયા તો તમો પણ નેકી કરી જન્નતમાં જવા માટેનાં હકદાર બનો.

(૩) પગનાં નીચે જન્નત હોવાનો અર્થ એ છે કે તમો પગોથી ચિઝોને રગડોળો છો. તમો તમારી જાતને માં–બાપ સમક્ષ રગડોળી નાંખો–ઝલીલ આજિઝ બની જાવ. ઘમંડ કાઢી નાંખો. તેમનાં કહેવા મુજબ અમલ કરવાને જરૂરી ઠેરવી લો, તેમનું કહેલું સદા માનતા રહો, કોઈ વાર પણ તેમનાં હુકમ વિરુદ્ધ નહીં કરશો તો જન્નતમાં જશો.

(૪) 'તબ્રાની' ની રિવાયતથી જાહેર થયું કે માં–બાપ બંનેને એક જ હુકમ છે. બંનેની વાતો માનતા રહો. કહેવા મુજબ અમલ કરતા રહો તો જન્નતમાં જશો.

## માં-બાપ ઝુલ્મ કરે તો પણ તેમને છોડશો નહિં

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદી.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું જે માણસ સવારમાં ઉઠી તેનાં માં–બાપની ફરમાબરદારી કરે છે તો તેનાં માટે જન્નતનાં બે દરવાજા ખોલી દેવામાં આવે છે. અગર એક જીવે છે તો એક દરવાજો ખોલી આપવામાં આવે છે. અને જે માણસે સવાર કરી, અને માં–બાપ બંને નારાઝ હોય અથવા બે

માંથી કોઈ એક. તો જહન્નમનાં બંને અથવા બે માંથી એક દરવાજો ખોલી આપવામાં આવે છે. એક માણસે સવાલ કર્યો, અગર માં–બાપ ઝુલ્મ કરે તો પણ ! તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો. અગર માં–બાપ ઝુલ્મ કરે, અગર માં–બાપ ઝુલ્મ કરે, અગર માં–બાપ ઝુલ્મ કરે,

*('બયહકી'– શુઅબએ ઈમાન)*

વિચાર કરો રસૂલુલ્લાહ સ.અ.વ. શું ફરમાવી રહ્યા છે કે માં–બાપ તમારા ખ્યાલ મુજબ ઝુલ્મ કરે તો પણ તમો તેમની વાતો માનો. તેમનાં હુકમો ઉપર અમલ કરો. માં–બાપ કમઝોરી ને કારણે સહન શક્તિ ઓછી થઈ જવાથી વાત વાતમાં બોલે તરછોડે, લાનતાન કરે તો પણ તેમને તમો તરછોડશો નહિ. તેમની વાતો ઉપર હંમેશા હંમેશા અમલ કરતા રહેશો. માં–બાપ ગુસ્સે થઈ ગાળો ભાંડે બુરૂં કહે, લાનતાન કરે તો સહન સબ્રથી ચૂપચાપ રહેશો જવાબ આપશો નહીં. લડાઈ–ઝઘડો કરશો નહીં, એ અવલાદ ઉપર વાજિબ જરૂરી છે.

## રહમ અને પ્યાર મુહબ્બતની એક નજર હજ્જે મકબુલ બરાબર છે

હઝરત ઈબ્ને અબ્બાસ રદી.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું જે માણસ પોતાનાં માં–બાપ તરફ રહમની નજરથી જુએ તો દરેક નજર પર એક મકબુલ હજ્જનો સવાબ મળશે તો સહાબા રદી. એ કહ્યું કે અગર દિવસમાં સો વાર જુએ તો પણ ! તો રસૂલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું અલ્લાહ ઘણો જ મોટો છે, ઘણો જ પાક–પવિત્ર છે. *(બયહકી)*

ઓ કમઅક્કલ નાદાન ઈન્સાન ! તું તારી શક્તિ ઉપર નજર નાંખે છે. અલ્લાહ મહાન કુદરત તાકતવાળો છે. અગર ચાહે તો એનાંથી પણ વધારે સવાબ દઈ શકે છે. તમારા જેમ કમઝોર, ફકીર, બખીલ નથી.

*(મિશ્કાત, શરહે મિશ્કાત શ.)*



## ખાલા માંની બરાબર

હઝરત બરાઅ ઈબ્ને આઝિબ રદી. રસૂલુલ્લાહ સ.અ.વ. થી રિવાયત નકલ છે કે ખાલા (માસી) માંની જેવી છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી.થી રિવાયત છે કે એક માણસે આવી કહ્યું કે અલ્લાહનાં રસૂલ સ.અ.વ., મેં બહુ મોટો ગુનોહ કરી લીધો છે. શું મારી તવબહ કબુલ થશે ! તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે તારી માં છે ? જવાબ આપ્યો કે નથી. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું શું તારી ખાલા છે ? જવાબ આપ્યો કે જી હાં, ખાલા છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું, જા તારી ખાલા સાથે નેકી કર સુલુકાઈ કર. તારો ગુનોહ માફ થઈ જશે. *(તિરમિઝી શ. ભા.ર, પેજ–૧ર)* એનો અર્થ એ છે કે પરવરિશ બાબત માં પછી ખાલાનો હક છે. પરંતુ 'આમ' લેવું બેહતર છે આમનો અર્થ દરેક ભલાઈ સુલુકાઈ માં જેવી ખાલા સાથે કરવી. માંના મરણ પછી માંના સગાઓ સાથે અને તેમાંથી પણ ખાલા સાથે સારો સુલુક કરવાથી માણસનાં ગુનાહ માફ થશે અને માંના હકો અદા થશે. અને માં રાજી થશે તો માંના મરણ પછી માંના સગાઓ સાથે, બાપનાં મરણ પછી બાપનાં સગાઓ સાથે નેકી સુલુકાઈ કરવાથી તેમની રઝામંદી, ખુશી હાસિલ થશે.

એ જ પ્રમાણે બાપ, દાદા, દાદી, પીર, ઉસ્તાદ, ધણી, ધણીઆણીનાં સંબંધો છેકે એમનાં મરણ પછી એમનાં સગાઓ, ભાઈબંધો સાથે તઅલ્લુક જાળવવાથી મર્હુમોના હકો અદા કરવા બરાબર છે. એ માટે જ હઝરત રસૂલે અકરમ સ.અ.વ. ખદીજહ રદી. નાં મરણ પછી એમની સહેલીઓને માટે હદીયો–તોહફો મોકલતા હતા કે ખદીજહનો હક અદા થઈ જાય.

*(અબુદાઉદ શરીફ ભા.ર, પેજ–૩૪૪, હાશ્ય નં.પ)*



## માં-બાપનાં મરણથી એમનાં હકો ખત્મ થતા નથી, મરણ પછી પણ બાકી રહે છે

હઝરત અબુ ઉસયદ સાએદી રદી.થી રિવાયત છેકે હમો રસૂલુલ્લાહ સ.અ.વ. પાસે બેઠેલા હતા. બનુ સલેમહ ખાનદાનનો એક માણસ આવ્યો અને પૂછયું કે અલ્લાહનાં રસૂલ શું મારા માં–બાપની સાથે નેકીઓમાંથી કોઈ નેકી એમનાં મરણ પછી બાકી રહી છે ? તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે જી હાં.

એમનાં માટે દુઆ કરવી–એમનાં માટે મગફિરત માંગવી અલ્લાહ થી એમના ગુનાહ માફ થવા બાબત દુઆઓ માંગવી, એમણે જે કંઈ વઅદા કર્યા હોય તેને પુરા કરવા, માં–બાપનાં સગા–સંબંધીઓ સાથે સુલુકાઈ કરવી, એમનાં દોસ્તોની ઈઝઝત કરવી. *(અબુ દાઉદ)*

ઈબ્ને હબ્બાનમાં નીચે મુજબ શબ્દોનો વધારો છે, તે માણસે કહ્યું કે અલ્લાહનાં રસૂલ સ.અ.વ. કેવી સારી પાક પવિત્ર વાતો છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું. જાઓ અમલ કરો. ઈમામ તિરમિઝી રહ. એ હેડીંગ લગાવ્યું કે બાપનાં દોસ્તોની ઈઝઝત કરવી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. થી રિવાયત છે કે, મેં રસૂલુલ્લાહ સ.અ.વ.થી સાંભળ્યું છે કે તેઓ ફરમાવી રહ્યા હતા, નેકીઓમાંથી મોટી નેકી એ છે કે માણસ પોતાનાં બાપનાં દોસ્તોની સાથે નેકી કરે.

*(તિરમિઝી શ. ભા.૨, પેજ–૧૨)*

વિચાર કરો, માં–બાપનાં મરણથી તેમનાં હકો ખત્મ થતા નથી. બલ્કે વધી જાય છે, જીવતા હતા તો તેમની સાથે સુલુક કરવાની ઝિમ્મેદારી હતી. મરણ પછી તો ઘણાં જ વધી ગયા.



(૧) તેમના માટે દુઆએ ખૈર.

(૨) દરેક ઈન્સાન ગુનેહગાર છે. માં–બાપ મુસલમાન હોય ઈસ્લામ ઉપર મરણ થયું હોય તો તેમનાં માટે માફી માંગવી.

(૩) તેઓ મસ્જિદ–મદ્રસા, દારૂલ ઉલૂમો બાબત ઝિમ્મેદારી ઉઠાવતા હોય, કોઈ નેક કામ માટે વાયદો કર્યો હોય, તો તે વાયદાને પુરો કરવા કોશીષ કરે. કેમકે ઘણા વડીલોનાં મરણ થવાથી દીની સંસ્થાઓ યતીમ બની રહે છે. બાપનાં મરણથી નાલાયક છોકરાઓએ દીની ઈદારાઓ સાથેના સંબંધો તોડી નાંખ્યા અને મારી જાણ મુજબ ઘણાં મકતબો ત્યાંનાં ઝિમ્મેદારોને બંધ કરવાની ફર્ઝ પડી. માટે એ અવલાદ લાયક કહેવાશે કે પોતાનાં બાપે જે નેક કામોં બાબત વાયદો–વચન કર્યુ હોય તે શકિત મુજબ પુરૂં કરે.

(૪) માં–બાપનાં સગાઓ સાથે સુલુક કરે. કહેવત છે કે માં એટલે મોસાળ, બાપ એટલે કુટુંબ–માંના મરણથી મામા, ખાલાઓને તરછોડે નહીં. બાપનાં મરણથી કાકાઓ, ભત્રીજાઓ વિગેરે સાથે સંબંધ જાળવી રાખે, એ સંબંધને મજબુત કરે.

(૫) બાપનાં દોસ્તો સાથે સારો સુલુક, વર્તાવ, ઈઝઝત કરતો રહે. તેમનાંથી મશ્વરો લેતો રહે, અને તેમને ખુશીનાં મોકે યાદ કરી દઅવતો આપે. બાપના દોસ્તોને ત્યાં ગમી–ખુશીનાં દરેક પ્રસંગે હાજર રહેવા કોશિષ કરે, જેથી બાપના હકો અદા થશે.

એ જ મુજબ માંની સહેલીઓ સાથે દરેક ગમી–ખુશીમાં ભાગીદાર બને.

H

## સહાબા રદી. એ સંબંધોને કેવી રીતે જાળવી રાખ્યા

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. ને મક્કહનાં રસ્તામાં એક ગામડીયો મળ્યો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. એ સલામ કર્યું. જે ગધેડા પર સવાર હતા તે તેને બખશિશ આપ્યું, અને માથાનાં ઉપર જે પાઘડી (અમામો) હતો તે પણ ગામડયાને બખશિશ આપ્યો.

ઈબ્ને દીનાર રદી. એ કહ્યું કે તમોએ એ ગામડીયાને ઘણું જ આપ્યું. તમે થોડુંક આપતે તો પણ રાજી ખુશખુશાલ થઈ જતે. ઈબ્ને ઉમર રદી. એ કહ્યું કે આ માણસ મારા બાપ ઉમર રદી. નો દોસ્ત હતો, અને મેં રસૂલુલ્લાહ સ.અ.વ. થી સાંભળ્યું છે કે નેકીઓમાંથી મહાન નેકી એ છે કે માણસ પોતાનાં બાપનાં દોસ્તોની સાથે નેકી કરે. *(મુસ્લિમ શરીફ)*

હઝરત અબુ બુરદહ રદી. થી રિવાયત છે કે જ્યારે હું મદીનહ આવ્યો તો મારી પાસે ઈબ્ને ઉમર રદી. આવ્યા અને કહ્યું કે તમે જાણો છો કે હું તમારી પાસે શા માટે આવ્યો છું ? તો મેં કહ્યું કે મને કંઈ જાણ નથી કે તમે મારી પાસે શા માટે આવ્યા ? તો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદી. એ કહ્યું કે મેં રસૂલુલ્લાહ સ.અ.વ. થી સાંભળ્યું છે કે માણસને એ વાત પસંદ હોય કે તેનાં બાપની સાથે કબ્રમાં સુલુકાઈ નેકી કરે તો તે માણસ તેનાં બાપનાં મરણ પછી તેનાં બાપનાં ભાઈબંધો સાથે સુલુકાઈ કરે. મારા બાપ અને તમારા બાપની દોસ્તી, ભાઈબંધી હતી, એ માટે હું આવ્યો છું. *(ઈબ્ને હબ્બાન)*

વિચાર કરો મહાન સહાબા રદી. રસૂલુલ્લાહ સ.અ.વ.નાં ફરમાન ઉપર કેવી રીતે અમલ કરતા હતા. માણસ શક્તિ મુજબ બાપનાં દોસ્તો ભાઈબંધો સાથે માલથી મદદ પણ કરતો રહે અને એથી બાપ રાજી થઈ જશે. જેના માં–બાપ નારાઝ હોય, મરણ પામ્યા હોય તેમનાં મરણ પછી ઉપર મુજબનાં હકો અદા કરી માં–બાપની ખુશી હાસિલ કરી શકે છે.



## રસૂલુલ્લાહ સ.અ.વ.નો રિઝાઈ માં-બાપ સાથે ઇઝઝત નો વર્તાવ

હઝરત અબુતુફયલ રદી. કહે છે કે મેં એક અવરતને આવતી જોઈ. રસૂલુલ્લાહ સ.અ.વ. ની પાસે આવી તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ પોતાની ચાદર બીછાવી આપી જે પર તે બેસી ગયા. મેં પૂછયું કે એ કોણ છે ? તો જવાબ આપ્યો કે આ અવરતે રસૂલુલ્લાહ સ.અ.વ. ને દૂધ પિવડાવ્યું હતું.

હઝરત ઉમર ઈબ્ને સાઈબ રદી.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. બેઠેલા હતા. એવામાં રસૂલુલ્લાહ સ.અ.વ.નાં દૂધ–બાપ આવ્યા તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ તેમનાં માટે કપડાંનો એક છેડો બિછાવ્યો. તેવણ બેસી ગયા. ત્યાર બાદ રસૂલુલ્લાહ સ.અ.વ.નાં દૂધ–માં આવ્યા તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ કપડાંનો બીજો છેડો બીછાવ્યો તો દૂધ–માં બેસી ગયા, ત્યારબાદ રસૂલુલ્લાહ સ.અ.વ. નાં દૂધ–ભાઈ આવ્યા તો રસૂલુલ્લાહ સ.અ.વ. ઉભા થઈ ગયા અને રસૂલુલ્લાહ સ.અ.વ.એ તેમને પોતાની સામે બેસાડયા. *(અબુ દાઉદ શરીફ ભા. ૨, પેજ–૩૪૪)*

હઝરત ઉમર ઈબ્ને સાઈબ રદી. કહે છે કે રસૂલે અકરમ સ.અ.વ. એ દૂધમાંની સિફારીશ કૂબુલ કરી હતી. અને દૂધમાં અને દૂધબાપની ઈઝઝત પણ કરી હતી. *(મુસ્લિમ શરીફ)*

મઝકુર રિવાયતોથી ઝાહિર થયું કે રસૂલુલ્લાહ સ.અ.વ.ને બાળપણમાં જેમણે દૂધ પિવડાવ્યું હતું તે માં હલીમાં તેમજ તેમનાં ધણી, તો રસૂલુલ્લાહ સ.અ.વ. તેમની ઘણી જ ઈઝઝત કરતા હતા. અરબસ્તાનમાં પોતાનું કપડું, શાલ કોઈનાં માટે બિછાવવી એ મોટામાં મોટી ઈઝઝત ગણાય છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. પોતાની ચાદર બીછાવી હતી અને જે બાબત માટે હલીમાંએ સિફારીશ કરી તે સિફારીશ કૂબુલ કરી હતી. અને એક હદીષનાં

આધારે રસૂલુલ્લાહ સ.અ.વ.એ પોતાની માં અને બાપનાં માટે મગફિરતની દુઆ કરી. રસૂલુલ્લાહ સ.અ.વ.ની બરકતથી એમને જીવતા કરવામાં આવ્યા અને કલીમો પઢયો અને ફરી પાછી રૂહ નીકળી ગઈ. માટે માં–બાપનાં હકો અદા કરવા માટે સખ્ત તકેદારી રાખવી જરૂરી છે.

## માં-બાપની રજા વગર જિહાદમાં જવું જાઇઝ નથી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદી.)થી રિવાયત છે કે એક માણસે રસૂલુલ્લાહ સ.અ.વ.ની ખિદમતમાં આવી રજા માંગી કે શું હું જિહાદમાં જઈ શકું છું ? તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે શું તારા માં–બાપ છે ? તો તે માણસે કહ્યું કે, હાં છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે તારા માં–બાપના હકો અદા કર તે જિહાદ છે. *(બુખારી શરીફ ભાગ–૨, પેજ–૮૮૩)*

પેજ–૪૨૧ માં ઈમામ બુખારી (રહ.) એ હેડિંગ લગાવ્યું છે કે, માં–બાપની રજાથી જિહાદમાં જવું ત્યાર બાદ મજકુર હદીષ લખી છે.

હઝરત અબુ સઈદ ખુદરી (રદી.)થી રિવાયત છે કે, એક માણસ હિજરત કરી આવ્યો, તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે, શું તારા માં–બાપ યમનમાં છે. તો જવાબ આપ્યો કે, જી હાં છે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે, શું તેઓએ તને હિજરત કરવા બાબત રજા આપી છે ? તો કહ્યું કે નહીં. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે પાછો જા. તેમનાથી રજા માંગ. અગર રજા આપે તો – હિજરત કરી પાછો આવી જજે. નહીં તો ત્યાં જ તેમની સાથે સુલુકાઈ કરતો રહેજે. *(ફત્હુલ બારી ભાગ–૧૩, પેજ–૭)*

બીજી એક રિવાયતમાં છે કે, એક માણસે આવી કહ્યું કે અલ્લાહના રસૂલ તમારી ખિદમતમાં હિજરતની બયઅત કરવા માટે આવ્યો છું, પરંતુ મારા



માં–બાપને રડતા મૂકી આવ્યો છું. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું કે, પાછો જા તું તેમને હંસ્તાં કર, રાજી કર. *(જમઉલ ફવાઈદ ભાગ–૨, પેજ–૧૬૮)*

જિહાદનો અર્થ જાન–માલને કુર્બાન કરી નફસ, તબીયતને દબાવી અલ્લાહની ખુશી હાસિલ કરવું છે, માણસ જિહાદ કરવાને તેમજ નફલ નમાઝો, રોઝહ, તબ્લીગમાં ચિલ્લો આપવાને ષવાબનું કામ સમજે છે, પરંતુ ઝઈફ, કમઝોર, અશક્ત માં–બાપની ખિદમત, દવાદારૂ, કપડાં, ચીથડાં, મકાન વિગેરેના બંદોબસ્ત કરવાને ષવાબ સમજતો નથી. કારણકે પબ્લીક તેમજ સગાસંબંધીઓ તો એમજ સમજે છે કે એ તો એની ઝિમ્મેદારી છે. અને જ્યારે એ ફર્ઝ અદા કરે તો વાહ–વાહ કરનાર કોઈ હોતું નથી. માટે એવા કામો જેની વાહ–વાહ કરનાર ન હોય તે કરવા દિલ ચાહતું નથી. અને તબીયતમાં એ બાબત ઉત્સાહ, હોંસ, ઉમંગ હોતી નથી. તેથી રસૂલુલ્લાહ સ.અ.વ. એ માં–બાપની ખિદમત કરવા તાકીદ ફરમાવી.

બીજું કે કમઝોર, અશક્ત માં–બાપની ખિદમત કરવા પછી પણ સાંભળ વાનું શું મળશે કે, છોકરા આ તારી ભુલ છે. ઘણી વાર ભુલો જ સાંભળ વાની મળશે. કારણ કે, કમઝોરી તેમજ લાગલગાટ બીમારીમાં સપડાવવાથી શક્તિ ઓછી થઈ જવાથી સબ્રની તાકત ઓછી થઈ જાય છે. જે બાબત કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, અમુકને અમો લાંબી ઉંમર આપીએ છીએ તો તેમને ઉંધા કરી આપીએ છીએ.

**અર્થ** : બાળપણમાં જે આદતો કુટેવો હતી તેવી આદતો મોટી ઉંમર થયા પછી આવી પડે છે. માટે કમજોર, બીમાર, અશક્ત માં–બાપ વાતવાતમાં રડે છે. દિલ દુભાય છે. સગા–સંબંધીઓની મુલાકાત થવાથી દિલ દુભાઈ આવી આંખોમાંથી આંસુ સરી પડે છે. તો ખિદમત કરનાર છોકરો નારાજ થઈ માં–બાપથી શિકાયત કરે છે કે શું મેં ખિદમત નથી

કરી ? કે તમો રડો છો ? આવા શબ્દો પણ અશક્ત માં–બાપ સાંભળવા રાજી નથી. તો આવા સમયે માં–બાપની ખિદમત કરવું મહાન સબ્રનું કામ છે. ખિદમત કરી લાનતાન, ભુલો જ સાંભળતા રહો. તેથી જ રસૂલુલ્લાહ સ.અ.વ.એ માં–બાપની ખિદમતને જિહાદ બરાબર બતાવ્યું. બલ્કે રસૂલુલ્લાહ સ.અ.વ.એ હિજરત ઉપર પણ એને વધું પડતું બતલાવી મૂલ્કે યમનથી આવનાર નવજુવાનને ફરી પાછો યમન જવા માટે હુકમ આપ્યો.

**હિજરત** માલ–અવલાદ, સગા, સંબંધીઓને દારૂલ હરબમાં છોડી અલ્લાહની ખુશી હાસિલ કરવા માટે ઈમાન–ઈસ્લામ બચાવવા ખાતર દારૂલ ઈસ્લામમાં જવું, એજ હિજરત છે. માટે તમો માં–બાપની રજા માટે જે જે ખિદમત કરશો એ સર્વે હિજરત બરાબર છે. બલ્કે હિજરતથી અફઝલ છે. કારણ કે–જિહાદમાં લડાઈમાં શહીદ થઈ ગયા, આરામ મળી ગયું, નામના મળી ગઈ. હિજરતમાં વતન છોડી ચાલ્યા ગયા. અને દારૂલ ઈસ્લામમાં જઈ નેક કામો કરતા રહો, નામના મળી ગઈ.

પરંતુ માં–બાપની ખિદમતમાં દર કલાકે–મિનિટે જિહાદ અને હિજરત છે. ઉપર લખવા મુજબ માં–બાપ નારાજ થશે. ભુલ ગલતીઓ પર ટોકતા રહેશે. નસીહતો, મોકા–બેમોકા કરતા રહેશે. તેના ઉપર રાત–દિવસ સબ્ર કરવું પડશે. ખુરશીવાળો–મોભેદાર નાલાઈક છોકરો સમજશે કે મારા બાપે મારી ઈઝઝત લીધી. મારા દોસ્તો સમક્ષ ગ્રામજનો સમક્ષ મને બેઆબરૂ કર્યો, વિગેરે નાદાનીથી સમજશે. એ માટે દર કલાક અને દર મિનિટે માં–બાપની તબીયત સાચવવી પડશે કે નારાઝ નહી થઈ જાય, ગુસ્સે નહીં થઈ જાય, તેમની મરજી વિરૂદ્ધ કામ નહીં થઈ જાય, તો માં–બાપની ખિદમત હિજરત અને જિહાદથી પણ ઉંચી છે.

જિહાદ 'ફર્ઝે કિફાયહ' છે. અમુક અલ્લાહના બંદાઓ આ કામ કરશે તો



ઉમ્મતના શીરેથી જવાબદારી અદા થઈ જશે. અને માં બાપ ખિદમતના મુહતાજ હોય તો ખિદમત કરવી 'ફર્ઝે અયન' છે. 'ફર્ઝે અયન'નો મરતબો 'ફર્ઝે કિફાયહ' મોટો છે. તેથી જિહાદ ફર્ઝે કિફાયહ છે, તેને છોડી માં–બાપની ખિદમતમાં રહેવું જરૂરી થયું પરંતુ અગર કોઈ વાર જિહાદ ફર્ઝે અયન થઈ જાય, દા.ત. કાફિર, મુશરિક, યહૂદી દારૂલ ઈસ્લામની ઉપર હૂમલો કરે, જેવી રીતે ૧૯૬૯ માં ઈસરાઈલીઓએ ઈજીપ્ત પર હૂમલો કર્યો હતો– તો તે દેશના દરેક માણસ ઉપર જિહાદ ફર્ઝે અયન થઈ જશે. એવા સમયે દરેક માણસ ઉપર જિહાદ ફર્ઝે અયન થઈ જવાથી જિહાદમાં નીકળવું ફર્ઝ બની જશે. માં–બાપ નારાઝ હોય તો પણ જિહાદમાં જવું ફર્ઝ બની જશે. તેમની નારાજગીની અવગણના કરવામાં આવશે.

**મસઅલો નં.૧:** તબલીગમાં જવું, ચિલ્લો આપવો ફર્ઝે કિફાયહ છે. માં–બાપ અશક્ત, કમઝોર હોય તો તેમની ખિદમત ચાકરી કરવી ફર્ઝે અયન છે. તેથી માં–બાપની ખિદમત ચાકરીમાં રહેવું ફર્ઝ થશે. ચિલ્લામાં જવું નાજાઈઝ થશે. પરંતુ મસઅલો સહીહ સમજશો, સહીહ બયાન કરશો. લોકોને ગુમરાહ કરશો નહીં અને લેખકને બદનામ કરશો નહીં.

**મસઅલો નં.૨:** માં–બાપ ઈલ્મ હાસિલ કરવાથી બચ્ચાને રોકે તો રોકવું જાઈઝ નથી. જરૂરી ઈલ્મ હાસિલ કરવો ફર્ઝે અયન છે, માટે જરૂરી ઈલ્મ હાસિલ કરવા બાબતમાં બાપની રજા વગર અને નારાજ હોય તો પણ જવું જાઈઝ છે.

**મસઅલો નં.૩:** છોકરો ફિકહ, હદીષ, તફસીરનો ઈલ્મ હાસિલ કરવા ઈરાદો કરતો હોય અને બાપ મના કરે, પરંતુ બાપ માલદાર છે, તેમજ તંદુરસ્ત છે. છોકરાની ખિદમતની જરૂરત નથી, તો છોકરાએ ઈલ્મ 'ફર્ઝે

કિફાયહ' હાસિલ કરવા માટે બાપ નારાઝ હોય તો પણ જવું જાઈઝ છે.

*(શામી ભાગ ૫, ફતાવા દારૂલ ઉલૂમ ભાગ–૮, પેજ–૨૧૬)*

**મસઅલો નં. ૪** : ઉપર મુજબ બાપ માલદાર તંદુરસ્ત હોય છોકરાની ખિદમતનો મુહતાજ નહીં હોય તો તબ્લીગમાં જવું પણ જાઈઝ છે.

**નોંધ** : અગર છોકરો બાલિગ છે. તો નં.૩,૪ માં–બાપને ખર્ચ માટે મજબુર નથી કરી શકતો. બાપ પૈસા ટકાથી મદદ કરશે તો એનું એહસાન થશે. પોતાની જાત મહેનતના પૈસાથી નં.૩,૪ માં જવું જાઈઝ થશે. બાપને ખર્ચ આપવા ઉપર તેમજ ઔરત, છોકરાનો ખર્ચ અદા કરવા ઉપર મજબુર કરવું હરામ છે.

માં–બાપના હકો માટેની ઝિમ્મેદારી ઘણી જ મોટી છે. માટે માં–બાપનો અદબ જાળવી એમના હકો અદા કરવા બાબત તનતોડ મેહનત કોશિશ કરતો રહે અને તબ્લીગ જિહાદ હિજરત એવા ભપકાદાર લેબલોની આડમાં માં–બાપના હકો બરબાદ કરવાથી બચવા કોશિશ કરે.

ઈમદાદુલ ફતાવા ભાગ–૪, પેજ નં.૪૮૪ પર માં–બાપના હકો માટે નીચે મુજબનો ખુલાસો રજુ કર્યો છે.

(૧) જે કામો શરીઅતની રૂએ વાજિબ છે. માં–બાપ તે કામોથી રોકે તો માં–બાપનું કહેવું એ બાબતમાં માનવું જાઈઝ નથી. તેમજ જે કામો વાજિબ છે તેને રોકવા,મના કરવા બાબત કારણ બને તો તેમનો હૂકમ માનવો જાઈઝ નથી, દા.ત. છોકરા પાસે માલ પૈસા– ટકા ઓછા છે કે અગર માં–બાપની ખિદમત કરે તો બાલ બચ્ચાંઓનાં ખર્ચમાં તંગી થશે તો માં–બાપ ઉપર ખર્ચ કરી બાલબચ્ચાંઓને તકલીફ આપવું જાઈઝ નથી.

ઔરતને અલગ–સેપરેટ રૂમ (કમરો) આપવું ધણીની ઉપર વાજિબ



છે. માં–બાપ તેને સાથે રહેવા હુકમ કરે તો માં–બાપનું માનવું જાઈઝ નથી. કારણકે શરીઅતની રૂએ અલગ જુદો–જુદો રૂમ (કમરો) આપવો ધણીના ઉપર ઔરતનો હક છે. માટે એ હક નહી અદા કરવા બાબત માં–બાપ કહે તો તેમનો હુકમ માનવો જરૂરી નથી. એ પ્રમાણે માં–બાપ હજ્જે–ફર્ઝ તેમજ ઉમરાહ કરવાથી તેમજ ફર્ઝ ઈલ્મ હાસિલ કરવાથી રોકે તો તેમનું કહ્યું માનવું જાઈઝ નથી.

(૨) માં–બાપ નાજાઈઝ કામ કરવા બાબત હુકમ આપે તો તેમનું માનવું જાઈઝ નથી. નાજાઈઝ નોકરી, વ્યાજ બાબત નોકરી, શાદી, ગમી બાબત, રસ્મો રિવાજો, બિદઅતો કરવા માટે કહે તો તેમનું માનવું જાઈઝ નથી.

(૩) કોઈ કામ વાજિબ નથી તેમજ હરામ પણ નથી. જાઈઝ છે અથવા મુસ્તહબ છે. તો માં–બાપ જાઈઝ અથવા મુસ્તહબ કામ કરવા બાબત હુકમ આપે અથવા મના કરે તો એ બાબતમાં તફસીલ (વિગત) આ છે.

૧. અગર જાઈઝ કામ કરવું જરૂરી હોય, નહીં કરવાથી તકલીફ થશે તો કામ કરી લે. માં–બાપ મના કરે તો તેમનું કહેવું માનવું જરૂરી નથી. જેમ કે ગરીબ માણસ છે નોકરી કરવાની જરૂરત છે. માં–બાપ નોકરી બહારગામ કરવાથી રોકે છે. અગર નોકરી નહીં કરશે તો શું ખાશે–ખવડાવશે. તો એ બાબત માં–બાપનું માનવું જરૂરી નથી. નોકરી બાબત બહારગામ જઈ શકે છે.

૨. પરંતુ ઉપર મુજબની જરૂરત નથી, ગુજરાન ચાલે છે, છતાં પરદેશ જવા વિચાર રાખે છે. અને માં–બાપ મના કરે છે. તો વિચાર કરો કે રસ્તો કેવો છે. જવામાં જાન જવાનો ડર (બીક) તેમજ ભયંકર

બીમારીમાં સપડાવવાનો ડર, ભય, બીક છે કે નહિં. તેમજ એ પણ જુઓ કે છોકરાના જવાથી માં–બાપની કોઈ ખિદમત ચાકરી કરનાર છોકરો, છોકરી, પૌત્રો છે કે નહીં. અથવા નોકરથી ખિદમત કરાવી શકે એમ છે કે નહિં. અગર જાન જવાની તેમજ ભયંકર બીમારીમાં સપડાવવાની બીક હોય તો માં–બાપનું કહેવું માનવું જરૂરી છે. તેમજ માં–બાપની કોઈ દેખરેખ રાખનાર ખિદમત કરનાર નહીં હોય તો પણ માં–બાપની વાત માનવી જરૂરી છે. સફરમાં જવું જાઈઝ નથી. પરંતુ જાન જવાની તેમજ બીમારીમાં સપડાવવાની બીક નથી તો સફરમાં જવું જાઈઝ છે. તેમજ માં–બાપ ખિદમતના મુહતાજ નથી. અથવા માં–બાપની ખિદમત કરનારા મવજુદ છે તો માં–બાપની વાત માનવી જરૂરી નથી. સફરમાં અથવા પરદેશ જઈ શકે છે. જવું જાઈઝ છે. પરંતુ ન જવું મુસ્તહબ છે, વધુ સવાબનું કામ છે.

(૪) મજકુર કાયદાથી એ વાત સમજી શકાશે કે, અગર છોકરાને કહે કે, તારી ઔરતને તલાક આપી દે, કોઈ પણ કારણ વગર, તો તેમનું માનવું જરૂરી નથી. અગર કોઈ મજબુત કારણ હશે તો તલાક આપવી વાજિબ થશે. અને કારણ વગર પણ છોકરાને તલાક આપવા માં–બાપ કહે તો તેમનું કહેવું માનવું મુસ્તહબ છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) ને તેમના બાપ હઝરત ઉમર (રદી.) એ અબ્દુલ્લાહની ઔરતને તલાક આપવા બાબત કહ્યું હતું. અને તલાક અપાવી હતી. તો મુસ્તહબ છે. અથવા કોઈ મજબુત કારણ હતું.

(૫) માં–બાપ છોકરાની સર્વ કમાઈ આપી દેવા મજબુર કરે તો માં–બાપ ગુનેહગાર થશે.



(૬) જરૂરી ખર્ચ માં–બાપ લે, ગરીબ હોવાથી લેવું જાઈઝ છે. અને આપવું છોકરા પર ફર્ઝ છે. જરૂરી ખર્ચથી વધુ લેશે તો તે માં–બાપના ઉપર કર્ઝ થશે. જે માંગવાનો હક છોકરાને દુનિયામાં પણ છે. અને અહિંયા નહીં આપશે, તો આખિરતમાં આપવું પડશે.

(૭) છોકરો રાજીખુશીથી હજારો–લાખોનો માલિક બનાવી આપે તો બાપ મરજી મુજબ ખર્ચ કરી શકશે.

(૮) છોકરો જે માલ અમાનત તરીકે મોકલશે તેમાં ખયાનત કરવી હરામ થશે. છોકરો જે કામ માટે જે અમાનત મોકલશે તે મુજબ ખર્ચ કરવું, અમાનત દેવી જરૂરી વાજિબ છે.

**અમાનતમાં ખયાનત કરવી બાપ માટે પણ હરામ છે**

(૯) બાપના અમુક દીકરા પરદેશ છે. જેઓ પોતાના ભાઈ–બહેનો માટે બખશિશ મોકલે છે. બાપનો ફર્ઝ છે કે તે અમાનત અદા કરી દે. છોકરા–છોકરી નામજોગ અમાનત આવી હોય તો અદા કરી દે, નહીં તો માં–બાપ ગુનેહગાર થશે.

## માં-બાપ સાથે નેકી કરનારની દુઆઓ કબુલ થાય છે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) રસૂલુલ્લાહ સ.અ.વ.થી રિવાયત કરે છે કે ત્રણ માણસો (જંગલમાં) જઈ રહ્યા હતા. વરસાદ વરસવા લાગ્યો તો વરસાદથી બચવા માટે એક ગુફામાં આશરો લીધો. જોરદાર વરસાદ થવાથી પહાડ ઉપરથી એક મોટી પથ્થરની ચટ્ટાન પડી, જેને કારણે ગુફાનું મોં બંધ થઈ ગયું. તો ત્રણેવે મશ્વરો કર્યો કે જીંદગીમાં જે પણ નેક કામ કર્યું હોય તેના વસીલાથી દુઆ માંગો કે અલ્લાહ પાક આ પથ્થરને હટાવી

લે. તો પહેલો માણસ બોલ્યો કે અલ્લાહ, તમો જાણો છો કે મારા અશક્ત કમઝોર માં–બાપ હતા. દરરોજ સૌ પ્રથમ હું તેમને ખવડાવતો. ત્યારબાદ મારા બચ્ચાઓને. એક દિવસ હું બકરા ચરાવતો–ચરાવતો આ ઝાડ પેલું ઝાડ કરતો કરતો ઘણો જ દૂર ચાલ્યો ગયો. જ્યારે પાછો ફર્યો બકરીઓનું દૂધ કાઢયું અને તે લઈને આવ્યો. તો જોયું કે માં–બાપ સૂઈ ગયા છે. આરામની મીઠી નીંદમાં છે. તો હું દૂધનો પ્યાલો હાથમાં લઈ ઉભો રહ્યો. મારા બચ્ચાઓ મારી આજુ–બાજુ વીંટળાઈ દૂધ માંગી રહ્યા હતા. મારા નિયમ મુજબ જ્યાં સુધી મારા માં–બાપને નહીં ખવડાવવું ત્યાં સુધી બચ્ચાઓને નહીં આપું. બીજી બાજુ બચ્ચાઓ કાકલુદી કરી રહ્યા હતા. તો શું માં–બાપને જગાડું ? મેં વિચાર કર્યો કે માં–બાપને જગાડીશ નહીં, અને માં–બાપ જ્યારે ઉઠશે તેમને ખવડાવવા પછી જ બચ્ચાઓને ખવડાવીશ. એમ જ થયું. માં–બાપ ઉંઘથી ઉઠયા તો માં–બાપને પીવડાવવા પછી બચ્ચાઓને પીવડાવ્યું. ઓ અલ્લાહ ! મારૂં આ કામ તારા દરબારમાં પસંદ હોય તો પથ્થર એટલો ઉંચો કર કે હમો આસમાનને જોઈ શકીએ. તો પથ્થર થોડોક ઉંચો થયો અને આસમાન જોવાયું. બીજા માણસે કહ્યું કે મારા કાકાની છોકરી હતી જે મને પસંદ હતી. મર્દો ઔરતોથી જે કારણસર મુહબ્બત કરે મને તે પસંદ હતી. મેં તેને ઝિના માટે કહ્યું તે ઈન્કાર કરતી રહી. એક વાર રાજી થઈ ગઈ અને કહ્યું કે એકસો દીનાર આપે તો ઝિના કરવા દઈશ. મેં મહેનત–મજુરી કરી એકસો દીનાર જમા કર્યા. ત્યારબાદ તે એકસો દીનાર તેને આપ્યા. (તેણે લઈ લીધાં તે સૂઈ ગઈ) તેનાં બંન્નેવ પગોના વચમાં હું બેસી ગયો (સંભોગ કરવા માટે), તો તેણે કહ્યું ઓ અલ્લાહના બંદા ! અલ્લાહથી ડર હું તારા માટે હલાલ નથી. તો હું તુરત જ ઉભો થઈ ગયો. ઓ અલ્લાહ ! તું માને છે કે આ કામ મેં તને ખુશ કરવા માટે કર્યુ છે તો પથ્થર થોડોક ખોલી નાંખ. તો પથ્થર ઉંચો થઈ



ગયો. મુસ્લિમ શરીફની એક રિવાયત છેકે દુકાળનું વરસ હતું અને એક સો વીસ દીનાર માંગ્યા હતા. *(મુસ્લિમ શ.ભા.ર પેજ–૩પર, બુખારી શ.ની રિવાયત આગળ ચાલુ)* ત્રીજાએ કહ્યું કે અલ્લાહ એક મજુરને મેં મજુરી પર મુકર્રર કરી લીધો. કામથી પરવારી મજુરી આપી તો તે નારાજ થયો કે આ તો ઓછી મજુરી છે. લીધા વગર ચાલ્યો ગયો. તે રકમમાં મેં મહેનત મજુરી કરી તો તેમાં ઘણી જ બરકત થઈ. ગાયો અને તેના ગોવાળ પણ થઈ ગયા. દુ:ખનો માર્યો તે માણસ (પાછો)આવ્યો અને મજુરી માંગી. તો મેં કહ્યું કે આ ગાયો અને ગોવાળ સર્વે તારા છે. તો તે બોલી ઉઠયો મને મજુરી આપ. મારી મઝાક નહીં કર. તો મેં કહ્યું કે મઝાક નથી સર્વે તારૂં છે. મારૂં એમાં કંઈ નથી. તેં તારી મજુરી નહીં લીધી, તો મેં એનાથી ખેતી કરી, મજુરી કરી, સર્વે તારા માટે જમા રાખ્યું છે. તું લઈ લે સર્વે તારૂં છે. તો તે લઈ ચાલતો થયો. ઓ અલ્લાહ ! અગર તને રાજી કરવા માટે આ કામ છે તો પથ્થરને ઉંચકી લે જેથી હમો નીકળી શકીએ. પથ્થર ઉંચકાઈ ગયો અને ત્રણેય બચી ગયા. *(બુખારી શ. ભા.ર પેજ – ૮૮૪)*

માં–બાપ સાથે શફકત, પ્યાર, મુહબ્બત, અખ્લાકનો સુલુક કરવો ફાયદાકારક છે. માં–બાપ દુઆ કરશે જે કબુલ થશે અને છોકરો નેક સુલુકના વસીલાથી દુઆ કરશે તો પણ દુઆ કબુલ થશે. જેવી રીતે રસૂલુલ્લાહ સ.અ.વ.એ મજકુર કિસ્સામાં ફરમાવ્યું કે જે માણસે માં–બાપની સાથે સુલુકાઈ કરી હતી. બીવી–છોકરાંને પીવડાવતા પહેલાં માં–બાપને પીવડવાતો હતો. સંજોગવસાત્ મોડું થવાથી માં–બાપ સૂઈ ગયાં. તો બીવી–છોકરાંને ભૂખ્યા, તરસ્યા હોવા છતાં નહીં ખવડાવ્યું. અલ્લાહને આ કામ પસંદ આવ્યું. અલ્લાહે દુઆ કબુલ કરી લીધી અને પથ્થર ઉંચો થઈ ગયો. બીવી–છોકરાં ભૂખ્યા તરસ્યા હોવા છતાં તેમને નહીં પીવડાવ્યું અને માં–બાપની રાહ જોયા કરી, આગળના નબીની

ઉમ્મતનો કિસ્સો છે કે જેમાં ઉપર મુજબનો હુકમ હશે. રસૂલુલ્લાહ સ.અ.વ.ની ઉમ્મતમાં મઝકુર હુકમ નથી. માં–બાપની પહેલા પણ જરૂરત હોય તો બીવી–છોકરાને ખવડાવી–પીવડાવી શકે છે.

મકસદ માં–બાપની ઈઝઝત ખિદમત છે મઝકુર નિયમ કેરવી લો કે શહેરથી તેમજ બજારોથી આવી માં–બાપ હયાત હોય થેલી–પડીકું લાવેલી ચીઝો માં–બાપને હવાલે કરી દઈ એમને જ કહો કે બચ્ચાઓ ને વહેંચી આપો. માં–બાપ હોવાથી ઔરતોને આસમાન ઉપર ચઢાવી માં–બાપના ઉપર જુલ્મ કરવાથી તેમજ એમનું દિલ દુભાય એવું કામ કરવાથી દુર રહેશો. સૌ પ્રથમ દરેક કામમાં એમને જ આગળ કરી ઘરને જન્નતનો નમુનો બનાવો. એ બચ્ચાઓની દુઆ કબુલ થવા માટેનું કારણ છે.

## માં-બાપ કાફિર મુશરિક હોય તો હિદાયત માટે દુઆ કરવી

હઝરત અબુ હુરયરહ રદી. ફરમાવે છે કે મારી માંને ઈસ્લામની દઅવત આપતો રહેતો અને મારી માં ઈન્કાર કરતી રહેતી. મેં એક વાર ઈસ્લામની દઅવત આપી તો મને ઘણું જ ખરાબ સંભાળવ્યું. તો હું રડતો–રડતો રસૂલ સ.અ.વ.ની ખિદમતમાં ગયો અને મેં રસૂલુલ્લાહ સ.અ.વ. ને કહ્યું કે અલ્લાહના રસૂલ સ.અ.વ. અબુહુરયરહ ની માં માટે દુઆ કરો કે અલ્લાહ પાક તેને ઈસ્લામ કબુલ કરવાની તવફીક આપે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ દુઆ ફરમાવી કે, ઓ અલ્લાહ ! અબુહુરયહ રદી. ની માંને હિદાયત દો. હું ખુશી–ખુશી માં સાહેબાને રસૂલુલ્લાહ સ.અ.વ.ની દુઆની ખબર આપવા ગયો તો હું જોઉં છું કે દરવાજો બંધ છે અને પાણીનો અવાજ આવી રહ્યો છે, કે માં ગુસલ કરી રહી હતી. બહારથી મારો અવાજ સાંભળી માં બોલી ઉઠી કે અબૂહુરયરહ થોભી જા. હું ગુસલ કરી રહી છું. માં એ ગુસલ કરી બુરખો પહેરી લીધો. અને ઓઢણી જલદી–જલદી માથા ઉપર નાંખી લઈ દરવાજો ખોલ્યો અને માંએ પઢયું, "**અશહદો અન લાઇલાહા ઇલ્લલ્લાહુ વ અશહદો અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ**". હું ખુશીમાં રડી પડયો અને તરત જ રસૂલુલ્લાહ સ.અ.વ. ને ખબર આપવા માટે ગયો. મેં કહ્યું અલ્લાહના રસૂલ સ.અ.વ. તમો પણ ખુશ થઈ જાઓ. અલ્લાહે તમારી દુઆ કબૂલ કરી લીધી અને અબૂહુરયરહની માંને હિદાયત મળી ગઈ. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ દુઆ કબૂલ થવા બાબત અલ્લાહની હમ્દો સના પઢી. શુક્રિયહ અદા કર્યો. તો મેં અરજ કરી કે અલ્લાહના રસૂલ અલ્લાહથી દુઆ કરો કે અલ્લાહ પાક મારી અને મારી માંની મુહબ્બત મુસલમાન બંદાઓ ના દિલોમાં જમાવી દે. તો રસૂલુલ્લાહ સ.અ.વ.એ દુઆ ફરમાવી. ઓ અલ્લાહ ! તારા આ નાનકડા બંદાની અને એની માંની મુહબ્બત મુસલમાનોનાં દિલોમાં પેદા કર અને એમના દિલમાં મુસલમાનોની મુહબ્બત નાંખી આપ. *(મુસ્લિમ શરીફ ભાગ–૨, પેજ–૩૦૧)*

**ફાયદાઓ :**

(૧) માં–બાપ ફાસિક, ફાજિર, જુગારી, શરાબી હોય તો પણ એમનો અદબ, માન–મરતબો જાળવવો જરૂરી છે. તેમજ અપશબ્દો બોલે તો સબ્રથી કામ લે લડાઈ ઝઘડો કરે નહીં.

(૨) પોતે હમેશા એમની હિદાયત માટે દુઆ કરતો રહે. જો કાફિર, મુશ્રિક હોય તો ઈમાનની તવફીક બાબત, મુસલમાન હોય અને અખ્લાક ખરાબ હોય તો દીનદાર થવા બાબત દુઆ કરતો રહે.

(૩) પોતે દુઆ કરે અને નેક લોકો, બુઝુર્ગો, વલીઓથી પણ દુઆ કરાવે. જેવી રીતે અબૂહુરયરહ રદી. એ રસૂલુલ્લાહ સ.અ.વ.થી દુઆ કરાવી હતી.

(૪) નેક બનવાની, નેક લોકોની મુહબ્બત માટે દુઆ કરતો રહે, આજે દુઆ અને મહેનત કુર્સી, કુર્સીવાલાઓની ચાપલુશી, ખુશામદ માટે થાય છે. પરંતુ ઉલમા તેમજ નેક લોકોની ખુશામદ કરતાં શર્મ આવે છે. અને નાલાયકોની ખુશામદ માટે મોટી ઉમ્મીદો રાખે છે.

(૫) દુઆ કબૂલ થવાથી અલ્લાહની નેઅમતોનો શુક્રિયહ અદા કરે.

(૬) પોતાના ઘરમાં પણ ઇજાઝત વગર દાખલ નહીં થાય. ઘરમાં માં, બહેન કે દીકરી હોય.

(૭) માં, અવલાદ સામે પણ અદબથી રહે. મોટા છોકરા સામે પેટ, છાતી ખોલવી હરામ છે.

(૮) ખુશીના ટાઇમે પણ આંસુ નીકળે છે. એ માટે માં–બાપ કે દાદા અથવા તેમનો વકીલ (કુંવારી) છોકરીની શાદી માટે રજા માંગે અને છોકરી ધીમી અવાઝથી રડી પડે તો તે પણ રજા ગણાશે.

(૯) રસૂલુલ્લાહ સ.અ.વ.ની દુઆ કબૂલ થઇ ગઇ અને આજે ચૌદસો વરસ પછી પણ અબૂ હુરયરહ રદી. નું નામ ઇઝઝત સાથે લેવાઇ રહ્યું છે.

(૧૦) આજિઝી કરી નાના નમણા બનશો તો બહુ મળશે. મોટા બની બનશો કે મોટા બનવા કોશિશ કરશો તો ઝલીલ થશો. અલ્લાહ જેને મોટો બનાવે તે જ બની શકે છે.

## માં-બાપને અપશબ્દો બોલવા હરામ છે

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ. (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સ.અ.વ. એ ફરમાવ્યું મોટા ગુનાહમાંથી સૌથી મોટો ગુનોહ



એ છે કે, છોકરો પોતાના માં–બાપને લાન–તાન કરે. બુરું–ભલું કહે, પૂછવામાં આવ્યું કે એ અલ્લાહના રસૂલ સ.અ.વ. કોઇ માણસ પોતાના માં–બાપને લાન–તાન(લઅનત–ફિટકાર) કેવી રીતે કરશે. તો રસૂલુલ્લાહ સ.અ.વ. એ જવાબ આપ્યો કે, કોઇ માણસ બીજાના બાપ અથવા માંને લઅનત કરે, ગાળો ભાંડે, અપશબ્દો બોલે તો તેના જવાબમાં સામેવાલો પહેલ કરનારના માં–બાપને ગાળો ભાંડે, અપશબ્દો બોલે (તો પહેલ કરનાર કારણ બનવાથી એવું થયું કે તેણે પોતે તેના માં–બાપને ગાળો ભાંડી) *(બુખારી શરીફ ભા.ર, પેજ–૮૮૩)*

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉનૈસ (રદી.)થી રિવાયત છે કે મોટામાં મોટો ગુનોહ એ છે કે, અલ્લાહની સાથે કોઇને ભાગીદાર માનવું, અને માં–બાપની નાફરમાની કરવી, અને જુઠી કસમો ખાવી. *(તિરમિઝી શરીફ)*

બીજી એક રિવાયતમાં છે કે, કયામતના દિવસે મોટામાં મોટો ગુનોહ એ છે કે, અલ્લાહની સાથે ભાગીદાર માનવું, ઝુલ્મથી મુસલમાનને કત્લ (ખુન) કરવું, લડાઇના મેદાન મોરચેથી નાસી જવું, માં–બાપની નાફરમાની કરવી, પાકદામન ઔરતને ઝિનાની તોહમત લગાડવી, જાદુ શીખવું, વ્યાજ ખાવું અને યતીમના માલને જુલ્મથી ખાવું છે. *(ઉમદતુલ કારી ભા.રર, પેજ – ૮૪)*

આગળ તફસીરોમાં પઢી ગયા છો કે, અલ્લાહના એહસાન, ઇન્આમ પછી માં–બાપનું મોટામાં મોટું એહસાન એ છે કે, ઇન્સાનના વુજુદ માટે માં–બાપ કારણરૂપ છે. માટે એમના હકોને બરબાદ કરવું, નાફરમાની કરવી મોટામાં મોટો ગુનોહ અને એ પણ શિર્ક–કુફ્રના પછી નં.ર નો ગુનોહ છે.

કોઇપણ રીતે માં–બાપને લાન–તાન કરવું હરામ છે. તો એના માટે જે

કારણ બનશે તો તે હરામ કામ કરનાર છે.

ઈબ્ને બત્તાલ (રહ.) લખે છે કે, હરામ કામના માટે સબબ બનનાર પણ ગુનાહમાં સંડોવાશે. અને હરામ કામ કરવાવાળો બનશે. *(ફત્હુલબારી ભા.૧૩, પેજ-૭)*

તે સમય પાક પવિત્ર હતો તો તેઓની સમજમાં વાત નહીં આવી કે કોઈ છોકરો-છોકરી પોતાના માં-બાપને લાન-તાન બુરૂં કહે, અપશબ્દ બોલે. આજે રાત-દિવસ હમો અમારી આંખોથી જોઈ રહા છીએ કાનોથી સાંભળી રહા છીએ કે માં-બાપને કેવા કેવા અપશબ્દો, ગાળો ભાંડનારા, નાલાઈક ફરઝંદો મવજુદ છે.

તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે તમો બીજાના માં-બાપને બુરૂં કહેશો, અપશબ્દો બોલશો તો તેના જવાબમાં તેનો છોકરો, ભાઈ તમારા માં-બાપને ગાળો ભાંડશે. તો એ તમે તમારા માં-બાપને ગાળો દેવા જેવું જ છે. *(ઉમદતુલ કારી ભા.૨૨, પેજ-૮૪)*

જો તમો બીજાના માં-બાપની ઈઝઝત કરશો તો તેઓ તમારા માં-બાપની ઈઝઝત કરશે. તમો ગાળો ભાંડશો તો તેઓ ગાળો આપશે. માટે એનાથી બચી તમો તમારા માં-બાપને ગાળો અપાવવા માટે કારણ બનશો નહીં.

## માં-બાપની નાફરમાની કરવી મોટો ગુનોહ છે

હઝરત મુગીરહ (રદી.) રસૂલુલ્લાહ (સ.અ.વ.)થી રિવાયત કરે છે કે અલ્લાહે માંઓની નાફરમાની કરવાને હરામ ઠેરવ્યું છે. અને લોકોને તાકત હોવા છતાં ના કહેવાથી અને લોકો પાસે માંગ-માંગ કરવાથી અને છોકરીઓને જીવતી દાટી દેવાને હરામ ફરમાવ્યું છે અને માટે એ પણ



હરામ ફરમાવ્યું છે કે લોકો આમ કરે છે, તેમ કરે છે, કહેવાથી તેમજ વધુ સવાલો કરવાથી અને માલને બરબાદ કરવાને હરામ ફરમાવ્યું છે.

*(બુખારી શ. ભા. ૨, પેજ-૮૮૪)*

ઈબ્ને બશીર રહ. લખે છે કે રસૂલુલ્લાહ સ.અ.વ. એ 'ઉકૂકનો' શબ્દ ફરમાવ્યો 'અક્ક'નો અર્થ માં-બાપને તકલીફ આપવું, નાફરમાની કરવી. *(ઉમદતુલકારી પેજ-૮૬ ભા.૨૨)* અર્થ એ થયો કે દરેક તે શબ્દ કે જેથી માં-બાપને તકલીફ થાય તે હરામ છે. *(ફતહુલબારી ભા.૧૩, પેજ-૯)* અલ્લામહ તકિયુદ્દીન સુબ્કી (રહ.) લખે છે કે જે કામ અજનબીઓ માટે હરામ છે તે કામો માં-બાપને માટે પણ હરામ છે. અને જે કામો હકો અજનબીઓ માટે વાજિબ જરૂરી છે, તે હકો માં-બાપ માટે પણ વાજિબ જરૂરી થશે. *(ઉમદતુલકારી)*

ઈબ્ને અતિય્યહ (રહ.) લખે છે કે, જે કામો જાઈઝ છે તે માટે માં-બાપ હુકમ કરે તો તે કામો કરવા જરૂરી છે. અગર રોકે તો તેનાથી રોકાઈ જવું વાજિબ-જરૂરી છે. જાઈઝ કામે શહેર જવું, બજારે જવું, ખેતર જવું, મજુર સાથે જવું વિ. અગર એ કામો માટે માં-બાપ હુકમ કરે તો એના ઉપર અમલ કરવો વાજિબ જરૂરી છે. એજ પ્રમાણે રોકે કે આજે સુરત જવાનું નથી, આજે ખેતર જવાનું નથી, આજે આ કામ કરવા માટે ઘરેથી નીકળ શો નહી અને નહી જવાથી કોઈનું નુકશાન થવાનું નથી. તો માં-બાપનો હુકમ માનવો જરૂરી છે. *(ફતહુલબારી શરહે બુખારી શરીફ ભા.૧૩, પેજ-૯૫)*

ઈમામે ગઝાલી (રહ.) તો લખે છે કે કોઈ કામ જાઈઝ હોવા બાબત તમોને શંકા હોય અને માં-બાપ કરવા માટે હુકમ આપે તો તે કામ કરવું જરૂરી છે. અલ્લામહ તરસુસી (રહ.) લખે છે કે માં-બાપ જરૂરતને સબબે સુન્નતે મુઅક્કદહને અદા કરવાથી રોકે તો કોઈકવાર તે સુન્નતે

મુઅક્કદહને પણ છોડી દે અને તેમની ખિદમતમાં હાજરી આપે. હર હંમેશ અગર છોડવા માટે હુકમ આપે તો અમલ કરવું જાઈઝ નથી. કારણ કે શરીઅતની રૂહ જાનને બરબાદ કરવા બરાબર છે. *(ઉમદતુલકારી)*

અગર માં–બાપ બીમાર હોવાથી તેમને ખિદમતની જરૂરત છે. અને નમાઝનો ટાઈમ થઈ ગયો, જમાઅત છુટી જશે, તો માં–બાપની ખિદમત પતાવી એકલો નમાઝ પઢી લે. માં–બાપની ખિદમતથી સૌ પ્રથમ ફારિગ થઈ જાય. *(ફત્હુલબારી શરહે બુખારી શરીફ ભા.૧૩, પેજ–૯)* કારણ કે માં–બાપ કમજોર અશક્ત હોવાથી તેમને ખિદમતની જરૂરત હોવાથી તેમનો હક્ક આગળ અદા કરવામાં આવે. પરંતુ જે કામો ગુનાહ છે, હરામ છે. તે બાબત તેમનો હુકમ માનવો હરામ છે. ઈબ્ને હબ્બાન અને હાકિમની રિવાયતમાં છે કે અલ્લાહપાક કયામતના દિવસે ત્રણ માણસના તરફ મહેરબાનીની નજરથી નહીં જુએ. (૧) માં–બાપનો નાફરમાન (૨) હમેશા શરાબ પીનાર (૩) એહસાન કરી વારંવાર તેને બતલાવનાર *(ફત્હુલબારી)* રસૂલુલ્લાહ (સ.અ.વ.) નું ફરમાન છે કે જન્નતની સુગંધ પાંચસો માઈલ દૂરથી આવે છે. પરંતુ જે માણસ માં–બાપનો નાફરમાન છે અને જે રિશ્તેદારી તોડનાર છે, તેને જન્નતની સુગંધ મળશે નહી.

*(તબ્રાની)*

મૂસા (અલૈ.) થી નકલ કરવામાં આવે છે કે અલ્લાહે મુસા (અલૈ.) ને ફરમાવ્યું જે માણસ મારા હકો અદા કરે પરંતુ માં–બાપની નાફરમાની કરેછે. તો હું તેનું નામ નાફરમાનોની લિસ્ટમાં લખું છું અને જે માણસ મારી નાફરમાની કરે અને માં–બાપના હકો અદા કરે તો હું તેનું નામ નેક લોકોની લિસ્ટમાં લખું છું. *(એહયાઉલ ઉલૂમ)* કારણ સાફ છે. અલ્લાહ પાક નમાઝ, રોઝહ, માલના મુહતાજ નથી. ત્યારે માં–બાપ ઈન્સાનના સુલુક, સારી વાત, અખ્લાક, રહમત, મીઠાસ, બે સારા બોલો અને કમઝોર થવાથી



મુહતાજ છે. અને માણસ જયારે મુહતાજ માં–બાપના હકો અદા કરશે તો એમની દુઆઓ મળશે. તો અલ્લાહ મળશે. એ માટે તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે અલ્લાહને તૂટેલા દિલવાળા ઈન્સાનો પાસે શોધો. તો અલ્લાહ ઝુંપડામાં નથી. પરંતુ કમઝોર, બીમાર, ફકીર, લાચાર, મજબુર, મઅઝુર, લુલા, લંગડા ઈન્સાનોની ખિદમત કરો. મદદ કરી એમની દુઆઓ મેળવી, અલ્લાહની રહમતના હકદાર બનો. માટે માં–બાપને નારાઝ કરશે સતાવશે તો માં–બાપની બદુઆ, નારાઝગીથી અલ્લાહ નારાઝ થાય છે. ગુસ્સે થાય છે. અને એવા નાફરમાન છોકરા તરફ કયામતના દિવસે મહેરબાનીની નજર અલ્લાહ કરશે નહી અને અલ્લાહ નારાજ ગુસ્સે થવાથી રહમતથી દૂર કરી, જન્નતથી દૂર કરી દેવામાં આવશે. અહિંયા સુધી કે જન્નતની ખૂશ્બુ પણ મળશે નહિ. જન્નતની ખૂશ્બુથી મહરૂમ બનાવી દેવામાં આવશે. માં–બાપ સાથે બદસૂલુકી કરવી, તેમના હકો અદા કરવાથી ઈન્કાર કરવું, સગાઈ સંબંધને તોડવાનું છે તો જેઓ સગાઈ સંબંધીઓના હકો નથી અદા કરતા. એ બાબત રસૂલુલ્લાહ (સ.અ.વ.) ના ફરમાનો વાંચી મનન કરો કે સગાઈના કેટલા મોટા હકો છે. રસૂલુલ્લાહ સ.અ.વ.નું ફરમાન છે કે સગાઈના હકો તોડનાર જન્નતમાં દાખલ થશે નહી. *(બુખારી શ.ભા.૨, પેજ–૮૮૫)* રસૂલુલ્લાહ (સ.અ.વ.)નું ફરમાન છે કે જે કૌમમાં સગાઈના સંબંધો તોડનાર હોય અલ્લાહની રહમત તેમના ઉપર ઉતરતી નથી. *(અદબે મુફરદ)*

હઝરત અબુબક્ર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા કોઈ પણ ગુનાહનો અઝાબ સઝા જલ્દી નથી આપતા. પરંતુ ઝૂલ્મ અને સગાઈ તોડનારને સઝા ઘણી જ જલ્દી આપે છે. અને આખિરતમાં તો તેની સઝા કાઈમની છે. *(અબુદાઉદ શરીફ)* હઝરત અબુ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે જુમેરાતના સાંજે જુમ્આની રાત્રે

દરેક બંદાના કામો અલ્લાહ સમક્ષ રજુ કરવામાં આવે છે. પરંતુ જે સગાઈને તોડનારો હોય તેનું કોઈ પણ કામ કબુલ કરવામાં નથી આવતું. *(અદબે મુફરદ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.)થી રિવાયત છે કે આસમાનના દરવાજા સગાઈને તોડનારા માટે બંધ કરી દેવામાં આવે છે. *(તબ્રાની)* વિચાર કરો સગાઈને તોડનારથી અલ્લાહની રહમત વરસાદ રોકી દેવામાં આવે છે. તેનું કોઈ કામ કબુલ નહી કરવામાં આવે. આસમાનના દરવાજા બંધ કરી દેવામાં આવતા હોય તો માં–બાપના હકો તો સગાઈઓમાં સૌપ્રથમ છે. તો જે માણસ માં–બાપ સાથે બોલચાલ નહી કરતો હોય, માં–બાપની ખિદમત નહી કરતો હોય, ઔરતોના ચક્કરમાં ફસાઈ માં–બાપ સાથે લડાઈ ઝઘડો કરતો હોય, માં–બાપ જીવતા હોવા છતાં વારષો માંગતા હોય, સાસુ–સસરાની અક્કલે ચાલી માં–બાપ સાથે ભાઈ–બહેનો, ફોઈ–ખાલા સાથે લડાઈ ઝગડો કરતો હોય, તે કેટલો મોટો પાપી, બદનસીબ ઈન્સાન છે. અલ્લાહની રહમતથી કેટલો દૂર છે. જેને માં–બાપે તકલીફ ઉઠાવી પઢાવી–ભણાવી લાયકાતવાળો બનાવ્યો. તે આજે ઔરતો સાથે મોજ–મઝા કરી માં–બાપ ઉપર હાથ ઉઠાવે છે. પથ્થરો, લાકડીઓ ઉઠાવે છે. મુક્કા મારે છે. કમીસ પકડે છે. વિચાર કરો, જ્યારે આવી ઝાલિમ અવલાદ હોય તો અલ્લાહની રહમત દુનિયામાં કેવી રીતે આવશે ? દુનિયામાં તકલીફો મુસીબતોના પહાડો પડશે અને આખિરતની સઝા તો ભોગવવાની બાકી રહેશે.

## માં-બાપના સતાવનારા દુનિયામાં જ સઝા પામે છે

હઝરત અબૂ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું ત્રણ દુઆ કબુલ કરવામાં આવે છે. રદ થતી નથી. એ બાબત શંકાનું સ્થાન નથી. (૧)મઝલુમની બદુઆ (૨)મુસાફિરની દુઆ (૩)વાલિદની દુઆ તેની અવલાદ માટે *(તિરમિઝી શ. ભા.૨, પેજ–૧૩)* બીજી રિવાયતમાં છે કે માંની દુઆ ઘણી જ જલદી કબુલ કરી લેવામાં આવે છે. પૂછવામાં આવ્યું, અલ્લાહના રસૂલ (સ.અ.વ.) શું કારણ છે કે માંની દુઆ જલ્દી કબુલ કરવમાં આવે છે ? તો ફરમાવ્યું કે બાપ કરતાં માં વધુ રહમવાળી છે. અને રહમવાળાની દુઆ રદ થતી નથી. *(ઈહયાઉલ ઉલૂમ ભા.૨, પેજ – ૧૯૩)*



માં–બાપ દુનિયામાં આવવા માટે કારણરૂપ બન્યા. જ્યારે તેમને જ સતાવવામાં આવે. તકલીફ પહોંચાડવામાં આવેતો તેમના સમક્ષ ભૂતકાળ નો ઈતિહાસ આવી જાય. કેવા કેવા વિચારો આવતા હશે ! ભવિષ્ય માટે જે તમન્નાઓ હતી તેની દિવાળો પડતી જોવાથી તેમના ઉપર શું વિતતું હશે ? જ્યારે તેમનું દિલ રૂદન કરશે. આહ કરશે, ઝબાનથી બદુઆના શબ્દો બોલશે નહી, પણ દિલથી જે આહ નીકળશે એ હલાક બરબાદ કરી આપશે. એ માટે ઉલમાએ લખ્યું છે કે, માં–બાપને સતાવનારાની સૌ પ્રથમ રોજી તંગ બને છે. કારણ કે દુનિયામાં આવવાથી સૌ પ્રથમ ખોરાક માંના થાનથી મળ્યો હતો. તો જે માણસે માં–બાપની બદુઆ લીધી તેની રોજીનો દરવાજો તંગ થઈ જશે. ઘરમાંથી, દુકાનમાંથી, ખેતીવાડીથી બરકત ઉઠી જશે. તેમજ ઝિંદગીથી બરકત ઉઠી જશે. અને જે માણસ તેના માં–બાપને મારે છે, અલ્લાહપાક તેની અવલાદથી તેને પણ સઝા દુનિયામાં અપાવશે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે તમો તમારા બાપ સાથે ભલાઈ, નેકી કરો. તમારી અવલાદ તમારી સાથે ભલાઈ, નેકી કરશે. તમો પાકદામન રહો, તમારી ઔરતો પાક રહેશે. *(હદીષ)*

બીજી રિવાયતમાં હઝરત અબૂ હુરયરહ (રદી.) કહે છે કે, ''તમો તમારી

અવલાદને મદદ કરો નેકી ઉપર, અગર તમો ચાહો કે તમારી ઔલાદ તમારી નાફરમાની નહીં કરે".

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું તમો તમારા માં-બાપ સાથે નેકી કરો. તમારી અવલાદ તમારા સાથે નેકી કરશે. તમો પાક રહો તમારી ઔરતો પાક રહેશે. *(તબ્રાની)*

હઝરત અબૂબક (રદી.) કહે છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, તમારા ગુનાહોથી અલ્લાહ જેને ચાહે માફ કરે છે. પરંતુ માં-બાપનો નાફરમાન, કે અલ્લાહપાક તેને મરવા પહેલાં દુનિયામાં જ સઝા આપે છે. *(બહયકી)*

હઝરત સઈદ ઈબ્ને આસ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું મોટાભાઈનો હક નાના ભાઈઓ ઉપર એવો છે, જેવો બાપનો હક અવલાદ ઉપર. *(બહયકી)*

દુનિયામાં બેઈઝઝતી, ફકીરીથી બચવા માંગતા હોય તો માં-બાપની ખિદમત કરી કામ્યાબી મેળવો અને માં-બાપ સાથે નેકી કરી અવલાદને નેકી કરવા માટે લાયક બનાવો. અગર તમો ચાહો કે તમારી અવલાદ તમારા સાથે સારો સૂલુક કરે તો તમો તમારા માં-બાપ સાથે સારો સૂલુક કરો. નહીં તો તમારી અવલાદ તમારી નાફરમાની કરી તમોને એજ પ્રમાણે સતાવશે. જે પ્રમાણે તમોએ તમારા માં-બાપને સતાવ્યા હતા અને એવા અનેક કિસ્સાઓ કિતાબોમાં ઉલમાએ લખ્યા છે. પરંતુ મેં જે કિસ્સાઓ સાંભળ્યા છે તે લખું છું. જિલ્લો સુરત, તાલુકો પલસાણાના એક ગામનો કિસ્સો છે. કિસ્સો કહેનાર હાફેઝ, મૌલ્વી છે. એક માણસ પોતાના બાપને લાતે-લાતે, મારતો-મારતો વાડામાં અમુક જગ્યા સુધી લઈ ગયો તો તે



બાપ બોલી ઉઠયો દીકરા બસ કર ! હું પણ મારા બાપને મારતો-મારતો અહિંયા લાવ્યો હતો. કેટલી મહાન ઈબ્રત છે કે માણસ પોતે એહસાસ કરે છે કે મને મારા કરતુતનું ફળ-બદલો મળી રહ્યો છે. બીજો કિસ્સો, તાલુકો જંબુસર, જે ભરૂચ જિલ્લામાં છે. તેમાંના એક ગામનો છે. આ કિસ્સો પણ કહેનાર હાફેઝ-મૌલ્વી છે કે, એક માણસ નારાજ થતાં તેના બાપને જે વસ્તુ હાથમાં આવતી તે મારતો હતો. બાપ બીમારીને કારણે બિસ્તરામાં હતો. તો તે બાપ કહેતો કે મેં પણ મારા બાપ સાથે આ વર્તાવ કર્યો હતો. તેનો બદલો મળી રહ્યો છે. ત્રીજો કિસ્સો અંકલેશ્વર તાલુકાના એક ગામનો છે. નાલાઈક છોકરો એમ કહેતો હતો કે, મારો બાપ મરી જાય તો ચાર સો પાંચસો રૂપિયાનો ઘોડો લાવીશ. બાપ ગુજરી ગયો, ઘોડો પણ લાવ્યો. પરંતે થોડાક જ મહિનામાં કુદરતનો એવો માર પડયો કે ઘરમાં ખાવાનું પણ નહી હતું. બીજા અનેકના હાલાત, વાકેઆત દુનિયામાં આંખોથી જોયા છે.દુનિયા દારૂલ અસ્બાબ છે. જેઓનો સૂલુક તેમની માંની સાથે સારો નહીં હતો. માં સાથે નોકર જેવો વર્તાવ કરતો હતો. ઔરતોનું કહેવું માનતો હતો. માંને કારણે રોજીનો દરવાજો ખૂલ્લો હતો, પરંતુ નાલાઈક ફરઝંદ એમ સમજતો હતો કે આ તો મારી મહેનતનું પરિણામ છે પરંતુ એ ખુદાની મહેરબાની તો અશક્ત, કમઝોર, બેવહ માંને કારણે હતી.

જે કંઈ માંને લીધે મળતું તેમાં માં મહરૂમ રહેતી. માંનુ મરણ થયું, બરકત ચાલી ગઈ અને તે માણસ કંગાળ, ફકીર જેવો બન્યો. અને જે દરવાજે ગયો ત્યાંથી તેને પાછું બેઈઝઝત થઈ ફરવું પડતું અને મામલો અહિંયા સુધી પહોંચ્યો કે નોકરી પણ ચાલી ગઈ. આજે પણ એવા નાલાઈક છોકરાઓ છે, કે છોકરીઓ કામ કરવા જેવી થઈ ગઈ અથવા નોકર રાખી માં-બાપની ખિદમત-ચાકરી કરાવી શકે છે, પરંતુ અફસોસ નવજુવાન પૌત્રીઓ અને છોકરાઓની ઔરતો હોવાં છતાં ઘરડી દાદી પોતાનાં કપડા

ધૂવે છે. તેમજ જુદૂ રાંધે છે. તેમાં અલ્લાહની રહમત ક્યાંથી આવે ? કોલેજમાં, દારૂલ ઉલૂમમાં પઢનારા લાઈક ફરઝંદો ચોખ્ખા પ્રેસવાલા કપડાં પહેરી ગામમાં, ઓટલે, બસ સ્ટેન્ડ, રેલ્વે પ્લેટફાર્મ પર મોજમઝા માણતો હોય છે. ત્યારે અશક્ત કમઝોર બાપ ખેતરમાં મજૂરો સાથે જતો હોય, તો નાલાઈક નવજુવાનનું લોહી માં–બાપની ખિદમત માટે ગરમ થતું નથી. તો એ નાલાઈક કમસમજ અવલાદ, ઔરત આવી જવાથી માં–બાપની ખિદમત શું કરવાની હતી ? માટે માં–બાપની ખિદમત કરી, એમને રાજી કરી, એમની દુઆઓ હાસિલ કરી, દીન–દુનિયા આબાદ કરો, બરબાદીથી બચો.

## માં-બાપના નાફરમાનને સકરાતના ટાઇમે કલ્મએ તૈયબહ પણ નસીબ થતો નથી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અવફા (રદી.)થી રિવાયત છે કે હમો રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની ખિદમતમાં હતા. એક માણસે ખબર આપી કે એક નવજુવાન સકરાતમાં છે, પરંતુ 'કલ્મએ તૈયબહ' નથી પઢી શકતો. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.) તે જુવાન પાસે આવ્યા. કલ્મો પઢવાનું કહ્યું તો તે બોલ્યો કે, કલ્મો પઢવાની શક્તિ મારામાં નથી. હોશમાં હતો. વાત કરી શકતો હતો. પરંતુ કલ્મો પઢવામાં ઝબાન ચાલતી નહતી. રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ પૂછયું શું હાલ છે ? જવાબ મળ્યો કે તેની એક માં છે, તેની એ નાફરમાની કરતો હતો. રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે તેની માંને બોલાવો. તેની માંને બોલાવવામાં આવી. માં આવી ગઈ. રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, આ તમારો છોકરો છે ? જવાબ મળ્યો કે જી હાં, મારો છોકરો છે. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે તેના માટે ઘણી મોટી આગ સળગાવી એને તેમાં નાંખી દેવામાં આવશે, પરંતુ તમે



તેને માફ કરી દો, સિફારિશ કરો તો આગમાં નહીં નાખું, તો માં બોલીકે મેં તેને માફ કરી દીધો. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, અલ્લાહને ગવાહ બનાવો અને મને પણ ગવાહ બનાવો કે તમે તમારા છોકરાથી રાજી થઈ ગયા. તો માં બોલી કે, અલ્લાહ તને ગવાહ બનાવું છું અને અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ને ગવાહ બનાવું છું કે હું મારા છોકરાથી રાજી થઈ ગઈ. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે છોકરા પઢ ' 'લાઈલાહ ઈલ્લલ્લાહો વહદહુ લાશરીક લહુ વઅશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુ'' તો છોકરાએ તુરત જ પઢી લીધું. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે સર્વે તઅરીફ અલ્લાહના માટે છે કે જેણે મારા કારણથી જુવાનને આગથી છૂટકારો અપાવ્યો. *(તબ્રાની)*

## માંને અપશબ્દો બોલનારનો ઇબ્રતનાક કિસ્સો

હઝરત અવામ ઈબ્ને હવશબ (રદી.)થી રિવાયત છે કે, હું એક કબીલહનો મહેમાન થયો. તે કુટુંબના ઘરો પાસે એક કબ્રસ્તાન હતું. અસર પછી એક કબ્ર ફાટી તેમાંથી એક માણસ નીકળ્યો જેનું માથું ગધેડાના જેવું અને બીજુ બદન ઈન્સાનના જેવું હતું. તો ગધેડાના જેમ ત્રણ વાર ઓંચી–ઓંચી કરી કબ્રમાં ચાલ્યો ગયો અને કબ્ર બંધ થઈ ગઈ. તે કબ્રની પાસે એક ઔરત તાર કાંતી રહી હતી. રેંટિયો ફેરવી રહી હતી. તે ઔરતે કહ્યું આ ડોશીને તું જુએ છે ? મેં કહ્યું કે જી હાં, તો ઔરતે કહ્યું કે તે છોકરો આ ઔરતનો છે. છોકરો શરાબી હતો. રોજ રાત્રે શરાબ પીને આવતો. તો માં નસીહત કરતી અને કહેતી કે, અલ્લાહથી ડર. શરાબ ના પી, ક્યાં સુધી શરાબ પીશે ? તો તે છોકરો કહેતો કે ગધેડાના જેમ શું બુમબરાડા પાડે છે ? તે ઔરતે કહ્યું કે તે છોકરો અસર પછી મરણ પામ્યો હતો. જ્યારથી મરણ થયું છે રોજ અસર પછી કબ્ર ફાટે છે, છોકરો નીકળે છે

અને ત્રણવાર ગધેડાના જેમ બુમબરાડા પાડી કબ્રમાં ચાલ્યો જાય છે.

*(ઈસ્બેહાની)*

વિચાર કરો કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)ના જમાનાનો કિસ્સો, રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની હાજરીનો બનાવ, કે માંની નાફરમાની તેમજ સતાવવાના કારણે મોટામાં મોટી નેઅમત કલ્મએ તૈયબહથી મહરૂમ થઈ રહ્યો હતો. પરંતુ રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની બરકત, તવજ્જુહને કારણે અલ્લાહે તેમનું કામ કરી આપ્યું અને તે માં એ માફ કરી દીધું, માફ કરવા બાબત રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ સૂચના કરી, ત્યાર બાદ કલ્મો પઢી શક્યો. વિચાર કરો, આજે શું થઈ રહ્યું છે ? અગર હમો હમારા ઈમાનની હિફાઝત કરવા માંગતા હોઈએ તો માં–બાપના હુકમોના ઉપર અમલ કરી સકરાતમાં કલ્મો પઢવો આસાન થઈ, જન્નતના હકદાર બની શકીએ. અને માં–બાપની નાફરમાનીથી બચી ઈમાનની સાચવણી કરીએ.

## માંએ દીકરાને બોલાવ્યો, દીકરો નફલ નમાઝ પઢી રહ્યો હતો, માંને જવાબ નહીં આપ્યો તે બાબત ઇબ્રતનાક કિસ્સો

હઝરત અબૂહુરયરહ (રદી.) રિવાયત કરે છે કે, જુરૈજ નામી માણસ ગીરજામાં અલ્લાહની બંદગી કરતા હતા. તેમની માંએ આવી તેમને બોલાવ્યા. સાંભળેલ હદીષ બયાન કરનાર કહે છે કે, અબૂરાફેએ એ રીત પણ બતલાવી જે અબૂહુરયરહ (રદિ.)થી નકલ કરી હતી. એ રીત (જેવી રીતે ઘરડો માણસ, ઘરડી ડોશી આંખો ઉપર હાથ મુકી ઝીણવટ ભરી નજરે જુએ) જોવા પછી માંથુ ઉંચુ કરી બોલવા લાગી. ઓ જુરૈજ ! હું તારી માં છું, તું મારી સાથે વાત તો કર. જુરૈજ એ ટાઈમે નમાઝ પઢી રહ્યા હતા. તો વિચાર કર્યો કે અલ્લાહ પાક, નમાઝ અને માં બોલાવે છે. હું માંનો જવાબ



કેમ કરી આપું ? તો જુરૈજ (રહ.)નમાઝ પઢતા જ રહ્યા. બીજે દિવસે માં આ ટાઈમ પર આવી, જુરૈજ (રહ.)ને અવાજ આપ્યો કે, જુરૈજ હું તારી માં છું, મારી સાથે વાત કર તો જુરૈજ (રહ.)એ વિચાર કર્યો કે, માં અને નમાઝ, હું તો નમાઝ પઢીશ. માંનો જવાબ નહીં આપું અને જુરૈજ નમાઝ પઢતા જ રહ્યા. માંનું દિલ ભરાઈ આવ્યું અને કહ્યું, ઓ અલ્લાહ ! જુરૈજ મારો છોકરો છે. મેં વાત કરી, પરંતુ જવાબ નહીં આપ્યો. વાત કરવાથી ઈન્કાર કર્યો. ઓ અલ્લાહ ! આ મારો છોકરો જ્યાં સુધી ઝિના કરાવનારી ઔરતોનું મોં ન જુએ ત્યાં સુધી એનું મોત ન આવે. રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે અગર માં ઝિનામાં ફસાવા માટે શબ્દો બોલતે તો ઝિનામાં પણ સપડાઈ જતે.

રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું એ ગિરજાની પાસે એક ભરવાડ રહેતો હતો જે બકરાં ચરાવતો અને રાત્રે એ ગિરજાના કંપાઉન્ડમાં સૂઈ રહેતો. ગામમાંથી એક છોકરી ગિરજા તરફ આવી. ભરવાડ સાથે ઝિનાકારી કરી. હમલ રહી ગયો અને બચ્ચાને જન્મ આપ્યો. લોકોમાં ઘણી જ ચર્ચા થઈ. બીજી રિવાયતમાં છે કે, એ ઝિનાકારી ઔરત જે ખૂબસુરત હતી. જુરૈજના દુશ્મનોને કહ્યું કે અગર તમે કહોતો તેમને હું ઝિનામાં સંડોવું. તે ઔરતે ઝિનામાં સંડોવવાના ઘણાં જ પ્રયત્નો કર્યા, પરંતુ તે કામ્યાબ થઈ નહીં અને ભરવાડ પાસે આવી ઝિનામાં સંડોવાઈ, મોં કાળું કરી લીધું અને હમલ રહી ગયો. જ્યારે બચ્ચાને જન્મ આપ્યો તો તેને પૂછયું કે, આ કોનું બચ્ચું છે ? તો તે બોલી કે જુરૈજનું છે. દુશ્મનો મોકો શોધતાં જ હતાં. કોદારા, પાવડા લઈ બુમબરાડા પાડતા આવ્યા.

જુરૈજ(રહ.)નમાઝ પઢતા હતા. દુશ્મનો અપશબ્દો બોલવા લાગ્યા. જુરૈજ (રહ.)ને નીચે ઘસડી કાઢયા. અને ખુબ જ માર માર્યા અને ગીરજાને તોડી નાંખી. જુરૈજ(રહ.) વારંવાર પૂછતા કે શા માટે આમ કરી રહ્યા

છો ? જ્યારે ગીરજા તોડી પરવારી ગયા તો કહ્યું કે, આ ઔરત કહે છે કે તમો એ ઝિના કર્યો છે અને હમલ રહી ગયો છે. જુરૈજ (રહ.) એ ફરમાવ્યું કે બચ્ચું ક્યાં છે ? તેને લાવો. બચ્ચાને લાવવામાં આવ્યું. બચ્ચાના માથા ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું કે, બોલ તારો બાપ કોણ છે ? બચ્ચું બોલ્યું કે મારો બાપ ભરવાડ છે. બીજી રિવાયતમાં છે કે બચ્ચાના પેટ પર આંગળી મૂકી અને ફરમાવ્યું કે બોલ તારો બાપ કોણ છે ? તો બચ્ચું બોલ્યું કે બકરા ચરાવનારો છે. આ જોઈ ગામલોકો છક થઈ ગયા. અને જુરૈજ (રહ.)ની બુઝુર્ગીનું યકીન થઈ ગયું. હવે કહેવા લાગ્યા કે હમો ને રજા આપો હમો તમારી ગીરજાને સોના-ચાંદીથી બનાવી આપીએ. તો જુરૈજ(રહ.) એ ફરમાવ્યું કે નહીં મારી ગીરજા જેવી આગળ કાચી માટીની હતી તેવી જ બનાવી આપો. તો તેઓએ હતી તેવી કાચી માટીની બનાવી આપી. *(મુસ્લિમ શરીફ ભા.૨, પેજ-૩૧૩)*

વાંચી મનન કરો. જુરૈજ(રહ.) મહાન બુઝુર્ગ હતા. નફલો પઢતા હતા. માંએ બોલાવ્યા ત્યારે જવાબ નહીં આપ્યો. માંનુ હૃદય રડી ઉઠયું. બદુઆના શબ્દો નીકળી ગયા. માંની દુઆ કબુલ થાય છે. ઝિનાકાર ઔરતને જોઈ ઝિનાની તોહમત લગાડી, માર પડયો, આ બધું માંની બદુઆનો નતીજો હતો. અને રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે અગર ઝિનામાં સંડોવવા માટે બદુઆ કરી હોત તો એ મહાન બુઝુર્ગ, વલી તેમાં પણ સંડોવાઈ જાતે જ.

**ફાયદાઓ :**

(૧) ઈમામે નવવી (રહ.) લખે છે કે અગર માં-બાપ બોલાવે તો નફલ નમાઝ પઢતો હોય ત્યારે પણ તેના માટે માં નો જવાબ દેવો જરૂરી હતો. નમાઝને ટુંકી કરી નાંખી જલ્દીથી પરવારી જવાબ આપી માંને ખુશ કરવું જરૂરી હતું. કારણકે નફલ નમાઝ નફલ છે. માંની વાતને માનવી જવાબ આપવો વાજિબ છે. નફલ, વાજિબ નો ટકરાવ



થાયતો વાજિબ ઉપર અમલ કરે ઈબાદતના મરતબા સમજવાની કોશિષ કરે. જાહિલો નફલો, સુન્નતોમાં મશ્ગૂલ બની માં-બાપને ઘણા જ હેરાન-પરેશાન કરે છે. તેઓ દીનને બદનામ કરે છે. અને આખિરત બરબાદ કરે છે.

(૨) નઠારા, ખરાબ લોકો સારા લોકોને બદનામ કરવાની પેરવી કરે છે, પરંતુ અલ્લાહ કુદરત, તાકતવાળો નેકોની મદદ કરી એમને ઝલીલ કરે છે, જેવી રીતે જુરૈજ (રહ.)ના દુશ્મનોને ઝલીલ કર્યા.

(૩) ઔરતોના મકરથી બચવા હંમેશા કોશિશ કરશો.

(૪) માં-બાપ તેમજ કોઈ ઈન્સાનના હલાક થવાની બીક હોય, નમાઝ તોડી દેવી જરૂરી છે.

(૫) માં-બાપની ઈતાઅત નફલ કરતા ચઢીયાતી છે.

(૬) સુન્નત પણ માં-બાપના હુકમથી કોઈક વાર છોડી દે.

(૭) માં-બાપના દિલ દુખવાથી દુનિયામાં ઝિલ્લત બદનામી મળે છે. અલ્લાહ પાક સહીહ સમજ આપે – આમીન.



## ભાવીમાં અવલાદને નેક બનાવવાનો નુસ્ખો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છેકે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે તમો તમારા માં-બાપ સાથે નેકી કરો. તમારી અવલાદ તમારી સાથે નેકી કરશે. તમો પાક બનો, (ઝિનાથી દૂર રહો) તમારી ઔરતો પાક રહેશે (ઝિનાથી દૂર રહેશે). *(તબ્રાની)*

બીજી રિવાયત રસૂલુલ્લાહ (સ.અ.વ.)નું ફરમાન છે કે અલ્લાહપાક એ બાપના ઉપર રહમ કરે છે જે પોતાની અવલાદને નેક કામો કરવા માટે મદદ કરે છે. *(ઈહયાઉલ ઉલૂમ)*

**અર્થ :** અવલાદ સાથે નેક સુલુક કરી તેને ફરમાબરદાર બનાવવા માટે તૈયાર કરો.

એક રિવાયતમાં છે કે તમો તમારી સર્વ અવલાદ સાથે બરાબર સુલુક કરો. *(હદીષ)*

**ફાયદાઓ :**

(૧) માણસ પોતાના માં-બાપ સાથે નેકી ભલાઈનો વર્તાવ કરે કે જેથી બચ્ચાનું ઝહન બનશે, કે મારે પણ મારા માં-બાપ, દાદા-દાદી સાથે સારો નેકીનો વર્તાવ કરવો જોઈએ, કારણ કે મારા માં-બાપ પણ સારો વર્તાવ કરતા હતા.

(૨) તમો જેવો વર્તાવ કરશો અલ્લાહપાક તમારી અવલાદને તે મુજબ તમારા સાથે વર્તાવ કરાવશે. તમો નેક બનશો, નેકી કરશો, તો તમારી અવલાદ તમારી સાથે બદસુલુકી કરશે નહીં.

(૩) માં-બાપની ઝિમ્મેદારી છે કે દરેક અવલાદ સાથે એક સરખો વર્તાવ કરે. લેવડ-દેવડ, કપડાં, માસિક ખર્ચ બાબત દરેકને બરાબર રાખે.



તો દરેક છોકરું-બચ્ચું માં-બાપ સાથે એ મુજબ વર્તાવ કરશે. માં-બાપ એક છોકરા સાથે સારો વર્તાવ કરે અને વધુ ખર્ચ આપે, બીજા છોકરાને ખબર થશે તો તે નારાજ થશે. માં-બાપ માટે તેના દિમાગમાં બુરા ખ્યાલો આવશે, કે મારા બાપે મારા હક્કો અદા નહીં કર્યા, તો બચ્ચાના દિમાગમાં આ વાત આવવાથી બદગુમાની થવાથી, માં-બાપ સાથે લડાઈ-ઝઘડો કરશે વિ. એ માટે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે દરેક છોકરા-છોકરી સાથે સારો સુલુક કરો.

હઝરત નુઅમાન ઈબ્ને બશીર (રદી.)કહે છે કે મારા બાપે મને ગુલામ બખશિશ આપ્યો, મારી માંએ કહ્યું કે મને મંજુર નથી, જ્યાં સુધી તમે રસૂલુલ્લાહ (સ.અ.વ.)ને ગવાહ નહી બનાવો. રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની ખિદમતમાં જઈ અરજ કરી, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, તમારા બીજા છોકરાઓ છે ? મારા બાપે જવાબ આપ્યો કે હાં છે. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, શું તમોને પસંદ છે કે તમારા દરેક છોકરા તમારા સાથે સારો વર્તાવ કરે ? મારા બાપે કહ્યું જી હાં. તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, તમારો દરેક છોકરો તમારાથી એ જ આશા રાખે કે તમે પણ સર્વ સાથે એક સરખો સુલુક કરો. *(હદીષ)*

એથી સાબિત થયું કે દરેક માં-બાપ પોતાની સર્વ અવલાદ દીકરા-દીકરી સાથે એક સરખો સુલુક કરે.

T



## માં-બાપ નારાઝ હોય અને મરણ પામે તો તેમને રાજી કરવા બાબત નુસ્ખો

હઝરત અનસ (રદી.)થી રિવાયત છેકે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે કોઈ માણસનાં માં–બાપ બંનેવ અથવા કોઈ એક મરણ પામે અને બંનેવ અથવા એક નારાઝ હોય તો તેમના મરણ પછી છોકરો હંમેશા દુઆ કરતો રહે, તેમના માટે ઈસ્તિગફાર કરતો રહેકે, 'અલ્લાહ મારા માં–બાપની મગફિરત ફરમાવ', તો અલ્લાહપાક તે છોકરાને માં–બાપ સાથે નેકી કરવાવાળાઓમાં લખી લે છે. *(બયહકી)*

હઝરત ઝૈદ ઈબ્ને અકરમ (રદી.)થી રિવાયત છેકે, જે માણસે પોતાના માં–બાપમાંથી કોઈ એકના માટે હજ કરી તો તે જાઈઝ છે. અને તેમની રૂહ આસમાન ઉપર ખુશ થાય છે. અને અલ્લાહના ત્યાં તેનું નામ માં–બાપની સાથે નેકી કરનારાઓની લિસ્ટમાં લખી લેવામાં આવે છે. અગર છોકરો નાફરમાન પણ કેમ ન હતો. *(રઝીન)*

બીજી રિવાયત છે કે, બાપને એક હજનો ષવાબ અને છોકરાને સાત હજનો ષવાબ મળશે. *(રઝીન)*

વિચાર કરો શરીઅતમાં કેટલા સીધા–સાદા આસાન નુસ્ખાઓ છે ! કોણ માણસ એવો હશે કે જેણે પોતાના માં–બાપના સર્વે હક્કો અદા કર્યા હોય ? કોણ હશે જેણે પોતાની માંની પુરેપુરી ઈઝઝત કરી હશે ? માટે માં–બાપ નારાઝ હોય તો તેમનાંથી માફી માંગી લો. અગર મરણ પામ્યાં તો દરરોજ પાંચેવ નમાઝ પછી તેમના માટે દુઆ અને ગુનાહો માફ કરવા માટે અલ્લાહથી દુઆ અને દરરોજ નફલો, તસ્બીહ–તહમીદ દુરૂદ શરીફ પઢી તેનો ષવાબ તેમની રૂહને બખ્શી દો. અગર નારાઝ હશે તો ખુશ થઈ જશે. કારણકે બે માણસમાં અદાવત, કીનો હોયતો હદિયો, તોહફો વારંવાર







મોકલવાથી દિલની સફાઈ થઈ જાય છે. મૃત્યુ પછી મર્હૂમની રૂહને ષવાબ, ઈસ્તિગફાર જેટલો કામ લાગે છે, બીજી કોઈ ચીઝ કામ લાગતી નથી. માટે માં–બાપ મરણ પામ્યાં હોય અને નારાઝ હોય તો પઢીને ષવાબ મોકલશો. નાફરમાન છોકરાનો હદિયો, તોહફો(ષવાબ) માં–બાપને રોજ પહોંચશે તો તે પણ ખુશ થઈ જશે. અને જે બાબત નારાઝ હતાં સર્વ માફ કરી આપશે અને છોકરાનું કલ્યાણ થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

અને અલ્લાહે શકિત આપી હોય તો માં–બાપની નિય્યતથી હજ્જ કરશો તો તેઓ ઘણાં જ ખુશ થશે. ખાસ કરી મવજુદહ દૌરમાં માં–બાપ પોતાની અવલાદ માટે ઘર–જમીન વધારતા જાય છે. અને ફર્ઝ હજ્જ પણ અદા નથી કરતા તો બાપ અથવા માં ઉપર હજ્જ ફર્ઝ હોય તેમની નિય્યતથી હજ્જ અદા કરશો તો માં–બાપનો ફર્ઝ અદા થઈ જશે. બાપ ઝિમ્મેદારીથી મુક્ત થઈ જશે, અને બાપ ઘણો જ ખુશ થશે. છોકરો ફાયદામાં રહેશે અને સાત હજ્જનો ષવાબ મળશે. પરંતુ છોકરો પોતાની ફર્ઝ હજ સૌ પ્રથમ અદા કરવા પછી માં–બાપ તરફથી હજ્જ કરવા માટે જાય, તો નાફરમાનોની લિસ્ટમાંથી નામ કમી કરી ફરમાબરદારોની લિસ્ટમાં નામ લખી દેવામાં આવશે અને ષવાબ વધારે મળશે.

## સગાઓ સાથે સારો સુલૂક કરવાથી રોઝીમાં બરકત

હઝરત અબૂ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું છે કે જે માણસને એ પસંદ હોય કે તેની રોઝીમાં અને ઉમ્રમાં વધારો થાય તો તે માણસ સગાઈના સંબંધોને જાળવી રાખે.

*(બુખારી શરીફ ભા.૨, પેજ–૮૮૫)*

હઝરત અબૂ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ



(સ.અ.વ.)એ ફરમાવ્યું તમો તમારા નસબને શીખીલો– (ખાનદાન માટે પુરેપુરી જાણકારી હાસિલ કરીલો) કે જેનાથી તમો સગાઓ સાથે મેળ મિળાપ કરી શકો, કારણકે મેળમિળાપ ખાનદાનમાં મુહબ્બત પેદા કરવાનું કારણ છે. માલમાં વધારો અને ઉમ્રમાં વધારાનું કારણ બને છે.

*(તિરમિઝી શરીફ)*

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું જે માણસને રોઝીમાં વધારો અને ઉમ્રમાં વધારો પસંદ હોય તો તે માણસ પોતાના માં–બાપ સાથે નેકી કરે અને સગાઓ સાથે મેળમિળાપથી રહે. *(ઈમામ અહમદ રહ.)*

હઝરત મુઆઝ ઈબ્ને અનસથી રિવાયત છે કે જે માણસ પોતાના માં–બાપ સાથે ભલાઈ નેકી કરશે તેને મુબારક છે. અલ્લાહપાક તેની ઉમ્રમાં વધારો કરશે. *(તબ્રાની – હાકિમ)*

હઝરત સલમાન (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું માણસ ગુનાહના કારણે રોઝીથી મહરૂમ બને છે. તકદીરને કોઈ ચીઝ દુઆ વગર રદ નથી કરતી. અને ઉમ્રમાં નેકી વગર કોઈ ચીઝ વધારો કરનાર નથી. *(ઈબ્ને હબ્બાન)*

**ફાયદાઓ :**

(૧) ગુનાહોથી રોઝીનો દરવાજો તંગ બને છે.

(૨) નેકીઓથી રોઝીમાં વધારો થાય છે.

(૩) સગાઓની સાથે સુલુકાચ કરવાથી, મદદ કરવાથી રોઝીમાં વધારો ઉમ્રમાં વધારો અને ખાનદાનમાં મુહબ્બતના વધારાનું કારણ બને છે.



(૪) નસબનામું ખાનદાન બાપદાદા–પરદાદા તેમજ નાના–નાની મામા–ખાલા, ફુવા–ફોઈ ક્યાં ક્યાં છે ? વગેરે જાણવાની કોશિષ કરવી પણ જરૂરી છે જેનાથી માણસ સગાઓને ઓળખી તેમના સાથે સબંધ બાંધી શકે. સગાઓને ઓળખે નહી તો મદદ કેવી રીતે કરી શકશે ?

(૫) દુઆ ઘણી જ મદદ કરનાર છે.

સવાલ થશે કે કુર્આન શરીફમાં તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે જ્યારે મુકર્રર ટાઈમ આવે છે, થોડીક વાર મોત આગળ–પાછળ થતી નથી અને અહિંયા હદીષ શરીફથી ઝાહિર થાય છે કે ઉમ્રમાં રોઝીમાં વધારો થાય છે. રોજી બાબત પણ રસૂલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવે છે કે માંના પેટમાં ત્રણ ચિલ્લા પુરા થવાથી રોઝી લખી આપવામાં આવે છે તો પછી વધારાનો શું અર્થ ?

અલ્લામહ ઈબ્ને તીન (રહ.)લખે છે કે ઉમ્ર તેમજ રોઝીમાં વધારો થઈ શક્તો જ નથી. વધારાનો અર્થ બરકત છે. જે માણસ નેકી કરશે, માં–બાપ તેમજ સગાઓ સાથે સબંધ જાળવી રાખશે, તે માણસની ઉમ્રમાં બરકત થશે કે તે નેકીના કામો કરતો રહેશે. જે માણસ સો–બસો વર્ષમાં જે કામ નથી કરી શક્તો એવો માણસ થોડીક ઉમ્રમાં ઘણાં જ મહાન–મહાન કામ કરી લેશે. અને એના માટે મહાન કામો કરવા સહેલાં આસાન થઈ જશે.

**રોઝીમાં બરકત** : નાણું ફુઝૂલ ખર્ચમાં નહી જશે. કોર્ટ–કચેરીમાં નહીં જશે. તમો જુઓ છો કે આજે નાણું ફુઝૂલ રસ્તે ખર્ચ કરનારા કેવી રીતે ખર્ચ કરે છે.

**માલમાં બરકત** : થોડાક અનાજ તરકારીમાં ઘણાં જ માણસો ખાઈ–પી લેશે કે જે બીજાના ઘરોમાં બેવડું–તેવડું અનાજ ખર્ચ થાયછે. આજે પણ

ખાનકાહોમાં એ બરકત આંખથી જોઈએ છીએ.

બીજો જવાબ એ છે કે ઉમ્રમાં બરકતનો અર્થ ષવાબ કમાવવું છે. ખાવું–પીવું તો નથી જ, તો અલ્લાહપાક સદકએ જારેયહના કામો કરાવી એવા એવા માણસોના ચોપડા ષવાબ માટે ખુલ્લા રાખશે. બંધ થશે નહી. તેમજ એનાથી નેક અવલાદ પેદા કરશે કે જેથી મર્હૂમોને માટે ષવાબનું કારણ બને.

નસલી અવલાદ, રૂહાની અવલાદ, ઉસ્તાદના શાગિર્દો, પીરના મુરીદો વગેરે કે તે લોકો નેક કામ કરતા રહેશે અને સિલારહમી કરનારા માટે ષવાબનું કારણ બનશે.

ત્રીજો જવાબ એ છે કે તકદીર બે પ્રકારની છે. (૧) તકદીરે મુબરમ લખાઈ ગઈ છે, અદલા બદલી થઈ શક્તી નથી. (૨) તકદીરે મુઅલ્લક અગર સિલા રહમી કરશો તો એંસી વર્ષની ઉમ્ર મળશે. અને સગાઈને તોડશો તો સાઠ(૬૦)વર્ષની ઉમ્ર મળશે. પરંતુ અલ્લાહના ઈલ્મમાં છે જ કે સગાઈના હક્કો અદા કરશે તો એને એંસી વર્ષ,પાંચ કલાક, પાંચ મિનિટ, ૧૦ સેકન્ડની જીંદગી આપીશ. એની જાણ અલ્લાહને છે ફરિશ્તાઓને તો નથી. તો તેમને ઈલ્મ ન હોવાથી વધારો થયો અલ્લાહના ઈલ્મને જોતા વધારો છે જ નહી. *(ફત્હુલબારી ભા.૧૩, પેજ–૨૧)* માટે ઉપરની હદીષો બીજી હદીષો તેમજ કુર્આન શરીફ ના વિરુદ્ધ નથી અલ્લાહની કુદરત છે. તાકત છે. ત્રણ દિવસમાં ત્રીસ વર્ષનું કામ લઈ લે અને ત્રીસ વર્ષમાં ત્રણ વર્ષનું કામ પણ નહી કરી શકે. મેં પોતે એવા માણસો જોયા છે કે મામુલી કામ કરવામાં દિવસોના દિવસો વીતી ગયા અને એવા પણ જોયા કે જેમાં દિવસો વીત્યા હતા, મિનિટોમાં તે કામ કરી લીધું એ માટે ત્રણેય જવાબોમાંથી આ જવાબને કે ઉમ્રમાં બરકત મિનિટે–મિનિટ તેની ઉપયોગી થશે, કામ લેશે બેહતર છે.



જ્યારે નેકી કરનાર સગાઈના સંબંધને જાળવનારની ઉમ્રમાં બરકત માલમાં બરકત થશે તો જે માણસ માં–બાપના હકો અદા કરશે. તેમને આ મહાન નેઅમતો વધુમાં વધુ મળશે, કારણ કે માં–બાપની ખૂશી એજ હોય કે મારૂં બચ્ચું તંદુરસ્ત રહે. લાંબુ જીવન ગુજારે. આરામમાં રહે કોઈનો મુહતાજ નહી બને. અને એજ દુઆઓ રાત–દિવસે કરશે જેમ જેમ ખૂશ થશે માં–બાપને આરામ રાહત સારો ખોરાક સારાં કપડાં દરેક ખિદમતના ટાઈમ હાજર તો બાપ દુઆ કરશે અને મજકુર બરકતો વધુમાં વધુ મળશે માટે શયતાની સ્કીમો છોડી રહમાની નુસ્ખા ઉપર અમલ કરી માલ–રોઝી ઉમ્રમાં બરકત હાસિલ કરો.

રસૂલુલ્લાહ સ.અ.વ.નું ફરમાન છે કે, તમારામાંથી કોઈ સદકો કરે માં–બાપની નિય્યત કરી લે. તેમને ષવાબ મળશે. અને માં–બાપના ષવાબ જેટલો ષવાબ છોકરાને મળશે અને બંનેવના ષવાબમાં કંઈ પણ કમી કરવામાં આવશે નહી. *(તબ્રાની)*

માટે દરેક કામમાં માં–બાપની નિય્યત પણ કરી લે. અને જ્યારે ટાઈમ મળે યાદ આવે કબ્રસ્તાનથી પસાર થાય, માં–બાપને તસ્બીહ તહમીદ દુરૂદ શરીફ ઈસતિગફારનો હદયો મોકલતો રહે, કે જેથી માં–બાપ ખુશ થઈ જાય, અંતમાં દુઆ કરૂ છું કે અલ્લાહપાક હમોને માં–બાપ દાદા–દાદી, વડીલોના હકો અદા કરવાની નેક તવફીક આપે અને આ કિતાબને કુબુલ ફરમાવે – આમીન

